(राजकुमार पाठशाळाना प्रमुख मेकनाटन कृत.)

# व्यवहारोपयोगि वचन.



गुजरातीमां

भाषान्तर करी प्रसिद्ध कर्त्ता

ईडरना

महाराजाश्री

केसरीसिंहजी, के. सी. एस. आई.



मुम्बाई

निर्णयसागर मुद्रायंत्र.

संवत् १९४८. सन १८९१

# પ્રસ્તાવના.

રાજકોટના રાજકુમાર વિદ્યાલયના મુખ્ય અધ્યાપક મિ. ચેસ્ટર મેકનાટન એમ. એ. એમણે વિશેષ અભ્યાસ કરેલા પોતાના રાજવંશી વિદ્યાર્થિયોની સમક્ષ, તેમના સુધારાને અર્થે, ઇંગ્રેજીમાં ભાષણ કરેલાં છે; તેમાંથી ૧૮ ભાષણ તેમણે ઇંગ્રેજીમાં છપાવી પ્રસિદ્ધ કર્યાં છે. તેનું ભાષાન્તર થાય તો વિશેષ લાભ થાય એમ સમજી રા. રા. દેસાઈ હરિદાસ વિહારિદાસ, જે હમણાં સૌરાષ્ટ્ર સરકારના દીવાન છે, તેમણે સૌરાષ્ટ્ર રાજ્ય ભણીથી પંડ્યા કૃષ્ણ-શંકર હીરાશંકર પાસે ભાષાન્તર કરાવ્યું છે. તેનું નામ "મહાવિષ-યોઉપર સામાન્ય વિચાર" એવું રાખીને સંવત્ ૧૯૪૬ માં મુ-દ્રાંકિત કરાવીને પ્રસિદ્ધ કર્યું છે.

આ ઉપરાંત તેમનાંજ બીજાં ૧૩ ભાષણનો સંગ્રહ ઈ. સ. ૧૮૮૯ માં છપાઈ પ્રસિદ્ધ થયો છે. તે પૂર્વોક્ત મુખ્ય અ-ધ્યાપકે પોતાના પ્રથમના સંગ્રહ પ્રમાણે આગેવાન રાજવંશી વિદ્યાર્થિયોને અર્પણ કરીને અધ્યાપકનો અધ્યયન કરનારાપ્રતિ કેવો પ્રેમ છે તે બતાવી આપ્યું છે. આ સંગ્રહ પણ ઘણો ઉ-પયોગી હોવાથી તેનું ભાષાન્તર કોઈ રાજવંશી કરે તો ઉત્તમ સમજી, રા. રા. હરિદાસે, અધ્યાપક સાહેબના અનુમતથી, ઈડર સંસ્થાનના મહારાજા કેસરીસિંહજી બહાદૂર કે. સી. એસ. આઈ એમને પ્રાર્થના કરી. પોતે પૂર્વે ઈડર સંસ્થાનના દીવાન હોવાથી મહારાજાશ્રીની શક્તિ વિષે જાણીતા હતા, તેમજ રાજકુમાર પા-ઠશાલામાં મહારાજાશ્રિયે પોતે પણ સારો અભ્યાસ કર્યો હતો અને ગુરુ શિષ્યમાં પરસ્પર સારી પ્રીતિ ઉત્પન્ન થઈ હતી તેથી આ પુસ્તકનું ભાષાન્તર કરવાનું કામ મહારાજાશ્રિયે સ્વીકૃત કર્યું. મહારાજાશ્રીના તે શ્રમનો પરિણામ "વ્યવહારોપયોગિ વચન" નામનું આ ઉપયોગી પુસ્તક છે.

રાજવંશિયોના કલ્યાણને ઉદ્દેશી આપેલાં ભાષણનું ભાષાન્તર એક રાજવંશી મહારાજ ઉત્સાહથી કરીને મુદ્રાઙ્કિત કરાવી પ્રસિદ્ધ કરે એ આનંદપ્રદ છે. આવા ઉદાહરણ ઉપરથી આપણને આપણો આગળનો સમય સાંભરી આવેછે. આગળ થઈ ગયેલા રાજા પોતે વિદ્વાન્ હતા અને નિરંતર વિદ્વાનોનો સમાગમ રાખતા હતા. તેઓમાંથી ઘણાએએ સારા સારા ગ્રંથો રચ્યા છે. જગત્ વિખ્યાત મનુસ્મૃતિ મનુ રાજાએ રચી છે. શત્રુઘ્ને મંત્રાર્થદીપિકા રચી છે. વૈજલ ભૂપાલે પ્રબોધચંદ્રિકા નામનો સંસ્કૃત વ્યાકરણનો ઘણો સરલ ગ્રંથ રચ્યો છે. ભર્તૃહરિએ વાક્યપદીય અને શૃંગારશતક, નીતિશતક અને વૈરાગ્યશતક રચ્યાં છે. શ્રી હર્ષ રાજાએ નાગાનંદ નાટક તથા રત્નાવલી અને પ્રિયદર્શિકા એવા નામની નાટિકા રચી છે. શ્રી ભોજરાજે રામાયણ ચંપૂ રચી છે, અને સરસ્વતીકંઠાભરણનું ગ્રથન કર્યું છે. તેમજ યોગસૂત્ર ઉપર ભોજવૃત્તિ રચી છે. શૂદ્રક રાજાએ મૃચ્છકટિક પ્રકરણ રચ્યું છે. દુર્જય રાજા સંગીતમાં કુશલ હોતાં તે સંબંધી તેમણે લખાણ કર્યું છે. ત્રાવણકોરરાજે તપાસંવરણ નામનું એક રૂપક રચ્યું છે. મુકુન્દમાલાનો કર્તા કુલશેખર નામે રાજા હતો. ગાથાસપ્તશતી સાતવાહને રચી છે, તે પણ રાજાજ હતો. રવિકર કુળના ગોવિન્દે કાવ્યપ્રદીપ રચ્યું તે ઠક્કુર હતો, અને નરસિંહ ઠક્કુર કાવ્યપ્રકાશ ઉપર નરસિંહમનીષા નામની ટીકા તથા તારાભક્તિસુધાર્ણવ રચનાર થઇ ગયો છે. શ્રી રામદાસ ભૂપતિએ સેતુબંધકાવ્ય ઉપર ટીકા રચી છે. આવાં બીજાં ઉદાહરણ આપણે ખોળવા બેશિયે તો ઘણાં નીકળી આવે એમ છે. નરાધીશમાં વિદ્યાનો સંયોગ થવાથી તેનો પરિણામ ઘણો સારો નીવડી આવેછે.

જે રાજવંશિઓ અભ્યાસ કરીને યોગ્ય થયા પછી પોતાની પ્રજા ઉપર રાજ્ય ચલાવવાના હોયછે તેમના ઉપર કેટલું બધું જોખમ છે એ વિષે આ પુસ્તકમાં કંઈક અંશે લખવામાં આવ્યું છે તે ઉપર રાજપુત્રોએ પૂર્ણ લક્ષ આપવાની અગત્ય છે.

રાજસત્તા જીરવવી અને તેનો સારો ઉપયોગ કરવો એ રાજ્યસત્તા ધારણકરનારાઓનું કર્ત્તવ્ય છે.

જનસમૂહના સુખદુઃખનો આધાર તેમના ઉપર રહેલો છે માટે પોતાની પ્રજા સર્વ પ્રકારે સુખી થાય એમ વર્ત્તન ચલાવવાનો તેમનો ધર્મ છે. અને તે ધર્મ રાજવંશિયોનામાં બાલપણુથીજ વૃદ્ધિ પામતો જાય તો તે એક ઉત્તમ પ્રકાર છે.

સારા સહવાસમાં રેહેવાથી સારા ગુણ પુષ્ટિ પામીને વધતા જાયછે. નઠારી સંગતિનો પરિણામ એ છે કે સારા ગુણ દબાઈ જઈને અવગુણ આગળ પડી જાયછે. આથી પરિણામે પોતાને અને પોતાના સંબંધમાં આવતા સર્વને ભારે હાનિ થાયછે. માટે સારા નરસાનો વિવેક રાખી સારી સંગતિ રેહેવામાટે પોતાની આસપાસ સારા માણસોનો જમાવ કરવો એ પ્રત્યેક રાજ્યકર્ત્તાને અગત્યનું છે. નીતિથી ચાલનારા રાજાથી સ્વાર્થી હુઝૂરિયોને લાભ થતો નથી, તેથી તેઓને કેવીરીતે પલટાવવા તે એ જોતા રેહેછે, અને નિત્યના પરિચય ઉપરથી તેઓ જાણી શકેછે કે ફલાણી બાબતમાં તેમને આપણે પલટાવી શકીશું. આવા સ્વાર્થિયોના પાશમાં આવી ન જવાય એમ રાજવંશિયોએ અતિ સંભાળ રાખવાની છે. રાજકુમાર વિદ્યાલયમાં સારા સહવાસમાં રેહેવાથી અને ગુરૂમુખનાં સારાં ભાષણો સાંભળવાથી થયેલી સારી અસર ધોવાઈ જાય નહિ એટલા માટે ઘણી કાળજી રાખવી જોઈયે અને પોતાની આસપાસ બની શકે ત્યાંસુધી વિદ્વાન્ મંડળ રાખવું જોઇયે. હુઝૂરિયો પણ પસંદ કરીને સારાજ રાખવા જોઈયે. કોઇનામાં અવગુણ જણાય તો તેને તત્કાલ દૂર કરવો જોઈયે. અગત્યનાં કામ ઉપરાંત તેના વિશેષ સહવાસમાં રેહેવાની પણ ટેવ પડવા દેવી નહિ. રાજ્યના અધિકારિયો સાથે કામ કરવાના પ્રસંગમાં હુઝૂરિયોની હાજરીની કાંઇ અગત્ય નથી માટે તેઓ તેવે પ્રસંગે દૂર ખશી જાય એમ થવું જોઇયે. આ વાત પાઠશાળા છોડ્યા પછી લક્ષમાં રાખવાની અગત્ય હોવાથી માત્ર સૂચન

તરીકે આ સ્થાને જણાવવામાં આવી છે, તે ઉપર રાજવંશિયો લક્ષ આપશે એવી આશા છે.

મૂળ ઇંગ્રેજી ગ્રંથમાં કેટલેક સ્થળે કવિતા છે તે પ્રમાણે ગુજરાતીમાં પણ કવિતા રાખવાની આજ્ઞા મહારાજાશ્રિયે મને કરવાથી તે અનુસાર કરવામાં આવ્યું છે.

ભુજ કાર્તિક શુદિ ૧ }
સંવત્ ૧૯૪૮. } રણછોડભાઇ ઉદયરામ.



# વ્યવહારોપયોગિ વચન

## અનુક્રમણિકા.

# व्यवहारोपयोगी वचन.

## १ आववुं अने जवुं.

શ્રી મહાભારતમાં અનુગીતામાં વદેછે કેઃ—

श्लोक.

अहान्यस्तमयान्तानि उदयान्ता च शर्वरी ।
सुखस्यान्तं सदा दुःखं दुःखस्यान्तं सदा सुखम् ॥१८॥
सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः
संयोगाश्च वियोगान्ता मरणान्तं च जीवितम् ॥ १९ ॥
.....................ज्ञानस्यान्तो न विद्यते ॥ २१ ॥

( महाभारत आश्वमेधिकपर्व )

( ગીતિ. )

અસ્ત રવિ તણો થાતાં, દિવસ તણો અન્ત આવી તો જાય;
ઉદય રવિ તણો થાતાં, રાત્ર તણી અવધિ તો પુરી થાય. ૧
સુખનો અન્ત સદા છે, દુઃખ તણા તો પ્રવેશની સાથે;
કલેશ અને દુખકેરો, અન્ત રહ્યો છે સદા સુખની સાથે. ૨
સર્વે સંગ્રહ કેરો, આવેછે અન્ત તેહના ક્ષયથી;
સૌ ચડતીનો છેડો, પડતીમાં જઈ પડે સદા લયથી. ૩
સંયોગ તણો અન્તજ, વિયોગ થાતાં તરતજ આવેછે;
જિવિત તણો છેડો તો, મરણુ સવારી સદાય લાવેછે. ૪
સૌનો આવો અન્તજ, વે'લો મોડો અચૂક થઈ જાય;
પણ જાણો કો કાળે, જ્ઞાનતણો અન્ત તો નહિ થાય. ૫

श्लोक.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥

( દોહા. )

સૌની ઉત્પત્તિ તણું, કારણ હું છું એક;
મારાથી સૌ જગતમાં, સર્વ પ્રવર્ત્તે છેક. ૬

એમ માની શ્રદ્ધાળુ જન, ભાવ ભરેલા જેહ;
ડાહપણવાળા પુરૂષ સૌ, મુજને ભજતા તેહ. ૭

જે જનનું લાગી રહ્યું, મુજમાં ચિત્ત સદાય;
વળી જેઓના પ્રાણ તો, મુજમાં લાગી જાય. ૮

ને વળી જે મારાવિષે, કરે બોધ નિજમાંય;
કિર્ત્તન કરીને માહરૂં, તૃપ્તી પામે જાંય. ૯

તેમજ જે મારાવિષે, રહે થઈ રમમાણ;
ને વળી જે મુજમાં સદા, યોજાયા જે જાણ. ૧૦

તેમજ પ્રીતિપૂર્વકે, મુજને ભજતા જેહ;
જ્ઞાનયોગ એવો દઊં, પામે મુજને તેહ. ૧૧

( ભગવદ્ગીતા અધ્યાય ૧૦ મો. )

તા. ૯ મી ડિસેમ્બર સન ૧૮૮૮.

સઘળી વસ્તુઓ આવેછે, અને જાયછે. સ્થિતિમાં ફેરફાર થવો તથા રૂપાન્તર થવું એ સૃષ્ટિનો અને જિવતરનો નિયમ છે. મનુષ્યનું કોઈ પણ કૃત્ય, તેમજ જગત્‌ની કંઈ પણ વસ્તુ, સદા એકસરખી સ્થિતિમાં રેહેતી નથી. દિન પ્રતિ દિન અને ઘડિયે ઘડિયે આપણે આગમન તથા નિર્ગમન, સંયોગ અને વિયોગ, હાનિ અથવા લાભમાં અટવાઇયે છિયે. આવા પ્રકારનું આવવું અને જવું, આવા લાભ

અથવા હાનિ, આપણુ મૃત્યુલોકને પ્રત્યેક પ્રકારે અસર ક-રેછે; કારણુ કે તેઓ આપણી શારીરિક ઇંદ્રિયોને, આપણા મનને, તેમજ આપણા હૃદયને અસર કરેછે.

મારો કેહેવાનો શો ભાવાર્થ છે તે ઉપર ક્ષણુભર વિચાર કરો. પૃથ્વીઉપર કંઈ પણુ અચલ નથી, એટલે મારે કેહે-વાનું એમ છે કે, પ્રત્યેક સ્થલે આગમન અને નિર્ગમન થા-યછે. રાત્રી જાયછે દિવસ થાયછે, અને પાછી રાત્રી પડેછે. શિયાલાની ઠંડી ખસતી જાયછે, અને ઉનાળાની ઉષ્ણુતા પ્રકટ થતી જાયછે, તથા તેમ થવાથી ત્યાર પછી, ચોમાસાનો વર્ષાદ શિરૂ થાયછે, અને પાછું ફરીથી બીજું વર્ષ બેસેછે કે પ્રત્યેક ઋતુ ક્રમપ્રમાણે ફરીથી પોતપોતાની સત્તા ચાલુ કરેછે. જેમ જેમ ઋતુ બદલાતી જાયછે તેમ તેમ હવામાં ફેરફાર થાયછે; એટલે ટાઢ, તાપ અને શરદીના ફેરફાર થયાં ક-રેછે. આ પ્રમાણે ઋતુ અને હવાના ફેરફાર થયાં કરેછે, તે પણુ આગમન અને નિર્ગમન છે. અને આવા ફેરફાર જેટલા પ્રમાણુમાં આવેછે, અને જાયછે, તેટલા પ્રમાણુમાં તેમની સત્તામાં જે આવેછે તે સર્વ વસ્તુને અસર કરેછે. કોઇને સુખ અથવા દુઃખ ઉત્પન્ન કરેછે, કોઇને સચેતન કરેછે, અથા કોઇનો લય પણુ કરેછે. જે ફૂલ એક સમયે આનંદમય દેખાવ આપીને બહુજ ખીલી રહેલાં જણુાયછે તે બીજે સમયે કરમાઇને ખરી પડેછે. ઊનાળો બેસતાં પીપળાનાં ઝાડનાં કોમલ પાંદડાં ચકચકિત લીલા રંગનાં ભરચક હોયછે, તે પાંદડાં પાનખર ઋતુમાં સૂકાઇને ભોંય ઉપર પડેછે. પણુ પછી વસંતઋતુ બેસેછે, એટલે તેજ પી-પળાની બોડી થઇ ગયેલ શાખાઓ ફરી નવપલ્લવ થાયછે.

અને તાપનું અને ટાઢનું આવાગમન, રાત્રી અને દિવસનું, સૂર્યના પ્રકાશનું અને વા વાદળાનું આવાગમન, એવાં બાહ્ય સૃષ્ટિનાં જે આવાગમન થાયછે તે, જે જે બનાવોથી આપણા

અંતરની વૃત્તિઓમાં ફેરફાર થાયછે તેની સાથે સંબંધ ધરાવેછે, એમ હું કહી શકુંછું; કારણ કે આપણને અનુભવ છે કે, આવી જાતિના ફેરફારો આપણામાંના પ્રત્યેકના જિવતરને અસર કરેછે, અને જો, આપણી ઇચ્છા હોય કિંવા ન હોય તોપણ, એક સમયે આપણને આનંદ ઉપજાવેછે, તો બીજે સમયે શોકમાં લાવેછે, એક સમયે મંદવાડ લાવેછે, તો બીજે સમયે આરોગ્ય બનાવી દે છે, એક સમયે મિત્ર સમાગમમાં ભેળવેછે, તો બીજે સમયે શત્રુ ભેગા ભીટકાવેછે, એક સમયે મોતના પાશમાં આણેછે તો બીજે સમયે જિવતરનો લાભ આપેછે. જિવતરમાં આવાં અવસ્થાંતર અને ફેરફાર બનેછે, તેને આપણે ભાગ્ય કહિયે છિયે, અને આ ફેરફાર આપણી ઇચ્છા ઉપર કેવલ આધાર રાખતા નથી, તેથી આપણે, કોઇ પણ માણસને તેના જિવતરના ફેરફારમાં વિશેષ આનંદ, અરોગતા ને ઉદયનો લાભ પ્રાપ્ત થયો હોય અથવા વિશેષ શોક, વિઘ્ન અને મંદવાડનો પ્રસંગ આવ્યો હોય તેના પ્રમાણમાં તેને આપણે ભાગ્યશાળી અથવા ભાગ્યહીન કહિયે છિયે.

ત્યારે હું કહુંછું કે, આ છે તે આપણા જિવતરનું ધોરણ છે, મનુષ્યત્વનો નિયમ છે, સકલ સૃષ્ટિનો ધારો છે, સ્થિત્યંતર અને ફેરફારનો નિયમ છે. માણુસ તથા સર્વ પદાર્થોનું આવાગમન થાયછે. આપણે નિરંતર એક સ્થિતિમાં રહી શકતા નથી. જે અણુનાં આપણાં શરીર બનેલાં છે તે અણું આપણી પાસેથી નિત્ય અદશ્ય થાયછે, અને નવા અણું આપણામાં ઉત્પન્ન થાયછે, તેથી કરીને આપણો પોતાનો દેહ એક સ્થિતિમાં રેહેતો નથી. આપણાં પોતાનાં શરીર નીપજેછે અને લય પામેછે, અને આપણે પોતે પણ એજ પ્રમાણે જન્મિયે છિયે અને મરણ પામિયે છિયે. મનુષ્યનું ભાગ્ય આવું છે, તે એકજ સ્થિતિમાં ટકી શકતું નથી.

મનુષ્યનું આ ભાગ્ય છે. અને તે શું સુખદ છે? મારા મિત્રો, આ પ્રશ્નનું ઉત્તર સામટું મારાથી આપી શકાય એમ નથી, કારણ કે સઘલા ફેરફાર થાયછે એમ છતાં પણ, પ્રત્યેક માણુસના ભાગ્યના સુખનો આધાર પોતાના ઉપર રેહેછે. સઘળી વસ્તુઓનું આવવું જવું થાય, સમય અથવા સ્થલના પ્રત્યેક ફેરફાર થાય, દુઃખ અથવા સુખના પ્રત્યેક અનુભવ થાય તથાપિ પ્રત્યેક માણુસનું સુખ તેને પોતાને સ્વાધીન છે, તેણે માત્ર પોતા પ્રતિ અને પરમેશ્વર પ્રતિ સત્યના ધોરણ ઉપર રેહેવું. આ પ્રમાણે કેહેવાનો ભાવાર્થ એટલોજ છે કે, માણુસે પોતાને જે સત્ય લાગે તે કરવું; કારણ કે, પોતાના અંતઃકરણમાં જે સ્ફુરણ થાયછે, તે અંતરયામીની પ્રેરણા છે. વળી જિવતરના સઘળા ફેરફાર અને દૈવગત બનાવોમાં સર્વના ઉપર એક નિશ્ચલ પરમેશ્વર અધિષ્ઠાતા છે. અને પરમેશ્વર જેવો ન્યાયી, પ્રેમી, અને પવિત્ર છે, તેવી રીતે આપણે જો ન્યાયી, પ્રેમી, અને પવિત્ર થઇયે તો આપણા ભાગ્યમાં સુખજ છે. કારણ કે એવી રીતે વર્ત્તવાથી સારો પરિણામ થશેજ. ધનમાલાદિક અથવા શરીરની સુખાકારી, કે સાંસારિક વિજય એજ માત્ર સ્વતઃસુખનું સાધન છે, એમ મારો કેહેવાનો હેતુ નથી; એ તો જિવતરમાં આપણી પાસે આવીને જનારી વસ્તુઓનો એક ભાગ છે; તેઓ ચલિત છે; તેઓ ખરેખરાં સુખનાં સાધન નથી. સદાચરણ એજ માત્ર ખરૂં સુખ છે, કારણ કે સદાચરણ એકલુંજ માત્ર નિશ્ચલ છે; અને તેજ નિરંતર નભેછે. માટે મારે એમ કેહેવાનું છે કે જો આપણે સારૂં આચરણ કરિશું, તો આપણું નાશવંત જિવતર સુખી થશે, કેમકે, આપણા જિવતરમાં બધા ફેરફાર થાય તે છતાં, આપણી પાસે એક એવું છે કે જેમાં કદિ પણ ફેરફાર થઇ શકતો નથી; અને બધા પ્રકારનાં વિઘ્ન, દુઃખ, અને પાપ છતાં પણ આપણી સમીપ વસ-

નારાઓને સાહાય કરવાથી થતા આનંદનો લાભ અને પરમેશ્વરના સેવક તરીકે જનોમાં તેની ઇચ્છાનુસાર વર્ત્તવાનો લાભ આપણને પ્રાપ્ત થાયછે.

ત્યારે આ ચલ જગત્માં મહાન્ અચલ તો એકજ છે, અને તે સદાચરણનો અંશ જે પ્રભુનો અંશ કેહેવાયછે તે છે. જો આપણામાં તે અંશ હશે તો આપણે સુરક્ષિત થઈશું. અને જગતમાં સઘળાં દુઃખ હોવા છતાં આપણે સુખી થઇશું. આપણે ઘણી વાર લોકોને એવું કેહેતાં સાંભળિયે છિયે કે, આપણું સારૂં કે નઠારૂં ભાગ્ય થવું તે દૈવાધિન વાત છે; અને તે આપણા હાથમાં નથી. તેઓ કેહેછે કે, મારે માથે ફલાણું દુઃખ આવી પડેલું છે, હું નિરાધારછું, નિરૂપાયછું, હું શું કરૂં, મારૂં બગાડવાની પરમેશ્વરની ઇચ્છા હશે, અને તેથી મારે તેને સ્વાધીન થયા વિના છૂટકો નથી. એનું ઉત્તર મારે આપવાનું છે, તે એ કે, તમારે દુર્દશામાં આવી પડવાની અગત્ય નથી; તમે ઘણું કરી શકો એમ છે, તે એ કે તમારે ધૈર્ય ધરવું, અને સદાચરણથી ચાલવું એ તમારા હાથમાં છે. તમે તમારૂં ભાગ્ય તમારા સ્વાધીનમાં રાખી શકવા સમર્થ છો, એમ હું કેહેતો નથી; કારણ કે આવવું અને જવું, ચડવું અને પડવું, ફેરફાર અને દૈવગત બનાવ જે આ નાશવંત જગત્માં બનેછે તે માહેલું ભાગ્ય પણ એક છે. પણ મારૂં કેહેવું એમ છે કે, તમે તમારી પોતાની જાતને પોતાના સ્વાધીનમાં રાખી શકો એમ છો, અને સારૂં તથા નઠારૂં એ વિશેષણો આપણા ભાગ્યને લાગુ પડતાં નથી, પણ આપણી પોતાની જાતને લાગુ પડે છે. આપણું ભાગ્ય સારૂં કે ખોટું આપણે જેવું કરિયે છિયે, અથવા આપણે જેવા પોતે વર્ત્તિયે છિયે તે પ્રમાણે થાયછે. અને તેજ પ્રમાણે મહાન કવિ ટેનિસન ભાગ્ય અને તેનું ભ્રમણ કે જેથી આટલા બધા ફેરફાર થાયછે તે પ્રતિ, કવિતામાં કેહેછે તે નીચેપ્રમાણે છે.—

(દોહા.)

અહો ભાગ્ય, તુજ ચક્રને ભલે ચાલતું રાખ;
ગર્વિષ્ઠોના ગર્વને સુખે, ઉતારી નાખ. ૧૨

નિરંકુશ એ ચક્રને, વાદલમાંહ ઘુમાવ,
સૂર્ય તાપ વંટોળિયે, ચાંપી તાંહ ચલાવ. ૧૩

ઈચ્છા એવા ચક્રની, જરા ન અમને થાય;
ત્યમ ધિક્કાર ન એહનો, અમ મન માંહ મનાય. ૧૪

અહો ભાગ્ય! ફેરવ ભલે, હસિત મુખે તુજ ચક્ર;
અથવા ક્રોધાવેશમાં, તુજ મુખ કરિને વક્ર. ૧૫

નિરંકુશ તુજ ચક્રથી, દશા અમારી જેહ;
પલટાવાની છે નહિં, ચડી પડીને તેહ. ૧૬

થોડો સંગ્રહ અમકને, ભલે ભાગ્યનું ભાળ,
પણ અમકેરાં જાણજો, અંતઃકરણ વિશાળ. ૧૭

જોતું ભાળીશ અમ ભણી, હસતા મુખથી આપ,
અતિ ધરણીના ધણી થઈ, થ'શું પ્રસન્ન અમાપ. ૧૮

જોતું દૃષ્ટિ ક્રોધની, કદિ અમ ઉપર કરીશ,
તો પણ હસતા મુખના, અમને તું ભાળીશ. ૧૯

એનું કારણ એજ કે, બાહુબળ અમપાસ;
ઝુઝિયે તેના જોરથી, ન બની કદિય નિરાશ. ૨૦

મનુષ્યત્વના ગુણથી, મનુષ્ય આપ મનાય;
ને વળી તે નિજભાગ્યનો, અધિપતિ આપ ગણાય. ૨૧

હા, જે મનુષ્ય પ્રભુપ્રતિ વિશ્વાસ રાખેછે, તે બલિષ્ઠ છે. કારણ કે સંસારસંબંધી સ્થિતિ કરતાં સદાચરણ એ બલવત્તર છે; તેથી ખરૂં સુખ આપણાજ હાથમાં છે, અને પ્રત્યેક માણસમાં માણસાઇના ગુણ રહેલા છે તે પુતલા જેવો (એટલે જડ) નથી, તે પોતાના ભાગ્યનો અને પોતાની જાતનો ધણી છે.

( દોહો. )

આમ છતાં માણુસ ગણે, સુખ દુખ ગતિ જે વાર,
દૈવ ઓથ જો માગિશું, તો કરશે તે વ્હાર. ૨૨
કારણુ એતું એજ કે, નિળ આકાશ સદાય
સૌ પર વ્યાપીને રહ્યું, કરવા યોગ્ય સહાય. ૨૩

આનો અર્થ એમ છે કે, આપણે પરમેશ્વર ઉપરજ કેવલ વિશ્વાસ રાખવો, કારણુકે સનાતન પ્રેમ સર્વથી શ્રેષ્ઠ છે. અને આ લોકમાં આવી પડતી પીડા અને જગતના ફેરફાર આપણુને તે પ્રેમથી વિમુખ કરી શકતા નથી.

આ રવિવારના સંભાષણુનો વિષય મ્હેં આ પસંદ કર્યો છે, અને મારા વિલાયતથી પાછા આવ્યા પછીનો આ પેહેલો રવિવાર છે. કારણુ કે આપણુ કેટલીક મુદતથી જૂદા પડ્યા હતા તે પાછા હવણુાંજ એકઠા થયા છિયે; તમે સૌ શરદઋતુમાં થોડો વખત જે રજા પડેછે તે ભોગવવા માટે એક બીજાથી નોખા પડ્યા હતા, અને હું તમારા બધાથી વધારે લાંબી મુદત સુધી મારૂં રજા ઉપર જવું થએલું તેથી નોખો પડ્યો હતો. મેં તમને પેહેલેથી સૂચના કરી છે કે, આવી રીતિના વિયોગ અને મેલાપ, આપણુા જિવતરના ફેરફારમાંનો એક ભાગ છે. અને એકંદર વિચાર કરતાં, મારા સમજવા પ્રમાણે, આવા વિયોગ અને મેલાપની સ્થિતિ સુખ આપનારી છે. વિયોગથી થતા દુઃખનો બદલો મેળાપથી થતા હર્ષથી વળેછે. શોકરૂપી અંધારી રાત વીત્યા પછી આનંદ આપનાર પ્રભાતનો ઉદય થાયછે. જો જિવતરમાં આપણી સ્થિતિનું અખંડ સરખાપણું રેહે અને તેવું સરખાપણું રેહેતું તો નથી તથાપિ ( એમ ધારો કે ) આપણુા જિવતરમાં એક પછી એક આપણી આશા નિર્વિઘ્ને પાર પડતી હોત, તો આપણુને તે ગમતું આવત કે નહિ, તે હું ખાત્રીથી કહી

શકતો નથી. નાશવંત વસ્તુઓ નાશવંત મનોવૃત્તિ ઉપર અસર કરેછે; અને મનુષ્ય જો પાપ રહિત હોય તો મેહેનતમાં, નિરાશ સ્થિતિમાં, અને દુઃખમાં તેમજ વળી શોકમાં પણ તેની પ્રૌઢતા અને સંતોષ દૃઢ રેહેછે, અને એક વસ્તુની કડવાશ બીજી વસ્તુની મિઠાશને વધારતી હોય, એમ આપણને ઘણી વાર જણાઈ આવેછે. જતી વસ્તુથી જે ખેદ થાયછે, તેની જગોએ આવતી વસ્તુથી, હર્ષ થાયછે. વાવતી વેળાએ જે શ્રમ પડેછે તેનો બદલો લણની વેળાના થતા સુખથી વળેછે. તેમજ જ્યારે તમે પાઠશાલામાં ભણતા હો તે સમયે તમારા ઘરનાં માણસો તથા મિત્રોથી પડેલો વિયોગ, જ્યારે તેહેવારના દિવસમાં તમે તમારે વતન જાઓછો ત્યારે ત્યાં તમને નવી મિઠાશ અને અભિરૂચીનો લાભ આપેછે. આવી રીતનું જવું અને આવવું, મિત્રોના વિયોગ, અને તેમની સાથે ફરી મેળાપ, વારંવાર આપણા ભલાને માટે બનેછે, અને તેથી તેમાં ઘણી વાર દુઃખના ભાગ કરતાં, લાભનો ભાગ વધારે રહેલો હોયછે. એક બનાવનું સારૂં બીજો બનાવ વાળેછે, એટલુંજ નહિ, પણ જિવતરમાં એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં થતા ફેરફારથી આપણે ભૂતકાલમાં શું કર્યું અને આપણે ભવિષ્યકાલમાં શું કરવાનું છે, એનો વિચાર કરવાની સારી તક મળેછે. જ્યારે કોઈ પણ વસ્તુ આપણાથી દૂર હોયછે, ત્યારે તે વસ્તુનું ખરૂં લક્ષણ બરાબર રીતે કેવું છે, તે જોવાનો આપણને પ્રસંગ આવેછે, આ નિયમને અનુસરીને જ્યારે આપણે એક કામમાં ગુંથાયા હોઇયે તેમાંથી થોડી વાર મુક્ત થઈને ફરીને પાછા તેજ કામમાં ગુંથાવાના હોઈયે ત્યારે તેની વચલી વેળામાં આપણે પોતે પોતાનેજ હિસાબ આપવો કે કયી કયી તકનો લાભ આપણે લીધો નથી, અને શી શી ચૂકો આપણે કરી છે. વળી ભવિષ્યમાં આવનાર પ્રસંગે, ભૂતકાલમાં જે ભૂલો કરી હોય તે સુધારવા માટે નિ-

શ્ચય કરવો જોઇયે. આ નિયમ આપણે વિદ્યાલયના પ્રસંગમાં પણ લાગુ કરવો જોઇયે. આ વિદ્યાશાલામાંથી આપણે ઘેર જઈયે છિયે ત્યારે આપણે અહિં જે વર્ત્તણૂક ચલાવી હોય તેના વિષે નિરાંતે વિચાર કરવાનો આપણામાંના પ્રત્યેકને સારો લાગ મળેછે, તે એમ કે, જેવી રીતે આપણે પાઠશાલામાં વર્ત્તવું જોઈયે તેવી રીતે આપણે વર્ત્યા છિયે કે નહિ? આ પાઠશાલામાં આપણે અહિં પાછા આવ્યા પછી આપણે જે નિશ્ચય પોતાને ઘેર કર્યા હોય, તે અમલમાં લાવવાને સમર્થ થઈયે છિયે, અને આપણુ સર્વેએ એવા નિશ્ચય કર્યા હશે એમ અમને ખાત્રી છે. એ નિશ્ચય એવા હોવા જોઈયે કે આપણી પાઠશાલામાં મળતી તકનો આપણે વધારે સારો ઉપયોગ કરવો. તેમ જે આપણી શાલાના શિક્ષકો અને આપણા સહવાસિયો પ્રતિ જે આપણો ધર્મ છે તે આજ સુધી આપણે જેવો ચલાવ્યો હોય તે કરતાં વિશેષ સારી રીતે ચલાવવો, બીજાઓ પ્રતિ નમ્ર રેહેવું, આપણા પોતાના પ્રતિ દાબપૂર્વક સાવધાન રેહેવું. અને પ્રથમના અભ્યાસકાલ કરતાં આ ફેરેના અભ્યાસકાલમાં આપણું વર્ત્તન વિશેષે કરીને ઉંચા પ્રકારનું થાય તેમ કરવું.

હવે આપણે આપણી પાઠશાલાના સહવાસમાં બીજા અભ્યાસકાલનું નવું પ્રકરણ પ્રારંભવાને એકઠા થયા છિયે. ઘર એ શાલા નથી, અને શાલા એ ઘર નથી. પણ તમે વિચારી જોશો તો હું ધારૂં છું કે આ પ્રત્યેક (એટલે ઘર તથા શાલા) પોતપોતાના પ્રકારમાં સારી અને આનંદકારી જણાશે.

અમે અમારૂં વતન વિલાયત છોડી અહિં રાજકોટ પાછા આવ્યા, તથા તમે બધા આ પાઠશાલાના અમારા મિત્રોનો ફરી મેળાપ થયો, તેથી મને તેમજ મડમસાહેબને ઘણો

આનંદ થયો છે. તમે કૃપા કરીને અમને આદર સત્કાર આપોછો તેથી આ સ્થાન અમને જાણે અમારૂં વતન હોય એમજ લાગેછે. અને એક બીજા પ્રતિનો ભાવ જે પરસ્પર પાઠશાલામાં સર્વના મનમાં રહેલો છે, તે એક કુટુમ્બનાં માણસોમાં જેવો ભાવ હોય તેના જેવો અમને જણાયછે. અમે ઘણા ઉત્સાહપૂર્વક તમારો આભાર માનિયે છિયે. અને વિશેષે કરીને અમે તમારા આભારી એટલામાટે થઇયે છિયે કે, તમારો પણ આપણી પાઠશાલા પ્રતિ પ્રેમભાવ છે, એ વાત તમારા અમારી પ્રતિના સારા ભાવના ચિન્હ ઉપરથી જણાઈ આવેછે. અને કદાપિને તમને આ પાઠશાલા તમારા ઘર જેવી લાગે એ વાત ખરી તોપણ, જ્યાં તમારા કલ્યાણ અને સુધારાને માટે લક્ષ આપવામાં આવેછે તેવું આ એક સ્થલ છે, એમ તો તમે માની શકશો. વળી આ પાઠશાલા વિષે તમે એવો અભિપ્રાય બાંધો એમ મારો અંતઃકરણ પૂર્વક ભાવ છે, અને આપણું આ સહવાસ મંડલ ઉંચા પ્રકારનું અને પવિત્ર કરવાને, આપણી પાઠશાલા આજ સુધી જે મહત્વેચ્છાના સ્વરૂપને પોહોચી છે તે કરતાં પણ વિશેષ દીપાવવાને, અને જે કુમાર જનસમૂહનો મુખ્ય થઈ તેને દોરવાને ઇચ્છે છે તેનામાં તે કામને યોગ્ય સદ્ગુણ અને કુલીનતા પ્રાપ્ત કરવામાં તમે બધા સામટો પ્રયત્ન કરવાને મારી સાથે ભેગા ભળશો એવી મારી ઉત્સાહપૂર્વક ઇચ્છા છે.

જે કોઇ પણ માણસ આગેવાન થવાની ઇચ્છા રાખતો હોય તેણે બીજાનું અનુવર્ત્તન કરતાં શિખવું જોઇયે. આ પાઠશાલામાં તમારે જેમ વર્ત્તવાનું છે તેમ તેણે તેના સંભાળ રાખનારાઓની અને શિક્ષકોની શિખામણ પ્રમાણે ચાલવું જોઇયે.

મારા મિત્રો, તમે એકે એક, આ અભ્યાસકાલના પ્રારંભમાં એવો નિશ્ચય કરશો કે, આ પાઠશાલામાં જે પ્-

માણે વર્ત્તવાનો આપણો ધર્મ છે તે પ્રમાણે આપણે પ્રત્યેકે અભ્યાસ કાલમાં વર્ત્તવું જોઇયે? અને આવો નિશ્ચય તમારે પોતાનેજ માટે કરવો એટલુંજ નહિ પણ તમારે પ્રત્યેક જણે, તમારા સહવાસિયોને પણ તેજ પ્રમાણે વર્ત્તવાને આશ્રય આપવાનો નિશ્ચય કરવો જોઇયે. તમે પ્રત્યેક જણ પોત પોતાનો ધર્મ બજાવશો, અને તે પ્રમાણે કરવાને બીજાઓને બોધ આપશો? તમે પ્રત્યેક દિવસ ઉગતાં વાંતજ આખા દિવસમાં, તમારા ઉપર જેઓનો અધિકાર છે, તેઓના કહ્યામાં રેહેવાનો અને સર્વ પ્રતિ, સ્વાર્થ રહિત નમ્ર અને માયાળુ રેહેવાનો નિશ્ચય કરશો? અને તમે જે બધું કરો તે ગમે તો તમે શાલામાં હો કે ના હો તો પણ પરમેશ્વરના દાસ તરીકે, તેની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને તમારામાં જેટલું સામર્થ્ય છે, તે પ્રમાણે કરવાનો આગ્રહ તમે રાખશો?

આપણે સદા સ્મરણ રાખવાનું છે, તે માત્ર તમનેજ લાગુ પડેછે એમ નથી પણ મારે પોતાને પણ એ સમજવાનું છે કે, આ જગત્ સ્વર્ગની પ્રાપ્તિને માટે, શિક્ષા આપનારી ભૂમિરૂપી વિદ્યાલય છે. અને જો હવે પછી, નિર્વિકાર અને પવિત્ર પરમેશ્વરની સાથે સમાગમ રાખવાયોગ્ય આપણે થવું હોય તો અહુણાં પવિત્ર અને શુદ્ધ રીતે આપણે વર્ત્તવું જોઇયે. એટલા માટે પરમેશ્વરના પવિત્ર સાનિધ્યનો વારંવાર વિચાર કરવાનો પ્રયત્ન કરો, અને પરમેશ્વરની દૃષ્ટિ આગળ જેવી રીતે રેહેતા હોઇયે તેવી રીતે વર્ત્તન કરો, અને બીજાને તેવું વર્ત્તન ચલાવવાને આશ્રય આપો. આપણ સર્વેને માટે મ્હોટી વાત એ છે કે, આપણે એવી રીતે વર્ત્તવું જોઇયે કે જ્યારે આપણા જિવતરના દિવસ પૂરા થઈ રેહે, જ્યારે આ જિવતરના ફેરફાર અને દૈવાધીન બનાવો બનતા બંધ પડે, અને જ્યારે ફરીથી આગમન ન થઈ શકે તેવું છેવટનું નિર્ગમન થાય ત્યારે આ-

પણ જીવિત વિષે, આ વિદ્યાલયમાં ગાળેલા જીવિતવિષે તથા બીજી જગ્યાએ ગાળ્યું હોય તે વિષે આપણે શોક-રહિત અથવા વેદનારહિત વિચાર કરવાને સમર્થ થઇયે. આ અભ્યાસ કાલમાં (ટર્મમાં) પરમેશ્વર આવી રીતે જી-વિતનો ઉપયોગ કરવામાં આપણને સહાયભૂત થજો, તથા પરમેશ્વર તેવી રીતે સદા વર્ત્તવા આપણને સહાયતા કરજો.

## ૨ વર્ષનું પૂર્ણ થવું.

(દોહા.)

જૂનાને તો ઘો જવા, નૂતનને દ્યો સાદ;
જામે જલ તે સ્થલ વિષે, કરો માંગલિક નાદ. ૨૪
વર્ષ જાયછે આ વહી, ભલે જાય લઈ લાગ;
જૂઠાને કા'ડી મૂકો, સાચાને ઘો માગ. ૨૫

**ટેનીસન.**

તા. ૧૬ મી ડિસેમ્બર સન ૧૮૮૮.

ક્ષણિક જીવિતમાં થતા ફેરફાર અને આકસ્મિક બના-વોના "આગમન અને નિર્ગમન" વિષે, ગયા રવિવારે મેં ભાષણ કરયું હતું. એજ વિષય ઉપર અથવા તે વિષયના અર્ધ ભાગ ઉપર એટલે "નિર્ગમન" વિષે વિવેચન કર-વાનું મારૂં મન થયું છે. માટે વર્ષના નિર્ગમન વિષે હું આજે વ્યાખ્યાન કરૂં છું.

આ વર્ષમાં આપણે આ જગ્યામાં એકઠા થવાનો આ છેલ્લો રવિવાર છે, નાતાલના તેહેવારની ટુંક રજા ભો-ગવ્યા પછી જ્યારે આપણે રવિવારને રોજ ચાલુ વાગ્વિ-નોદ કરવા ફરીથી મળીશું ત્યારે ૧૮૮૮ મું વર્ષ નિરંતરને માટે ગત થઈ ગયું હશે, ને ૧૮૮૯ મું વર્ષ શિરૂ થયું હશે. માટે વર્ષ પૂરૂં થતી વખતે જે ગંભીર વિચારો આપણા મ-નમાં સદા આવવા જોઇયે, તેવા વિચારમાં આપણું ચિત્ત થોડી વાર રોકવું એ મને ઠીક લાગે છે.

મનુષ્યનું જીવિત એ પ્રવાસ કે યાત્રા સમાન છે. મૈલની નિશાનીના પથ્થરની માફક જે વર્ષ પૂરૂં થાય છે, તે વર્ષ આપણા જીવિતના પ્રવાસમાં કેટલું ચાલ્યા તેનો નોંધ રખાવેછે. જેમ જેમ પ્રતિ વર્ષ, જીવિતના પ્રત્યેક અંતરદર્શક પથ્થર ઓલંગી આપણે આગલ ચાલિયે છિયે, તેમ તેમ આપણી પાછલ આપણે તેટલો કાલ મૂકતા જઇયે છિયે, અને આપણી આગલ તેટલો કાલ ઓછો રેહેછે. આ નિયમ જેમ પ્રત્યેક વર્ષને લાગુ થાયછે, તેટલેજ દરજ્જે પ્રત્યેક દિવસના અંતને પણ લાગુ થાયછે, એ નિઃસંશય છે. પ્રત્યેક દિવસના અંતે આપણે એમ કહી શકિયે, અથવા વિચાર કરીને આપણે એમ કેહેવું જોઇયે કે આપણા જીવિતનો આટલો ભાગ આપણે ગાળ્યો, અને હવે તેટલો ભાગ ગાળવાનો ઓછો થયો. પરંતુ ભૂતકાલને ભવિષ્યકાલનો જે વેળાએ સંયોગ થાયછે, તે ક્ષણમાં વિશેષે કરીને કંઇક એવી ગંભીરતા રહેલી છે કે તે વિષે પ્રત્યેક વર્ષની આખરે આપણે વિચાર કરિયે છિયે. તે ક્ષણમાં બીજા બધા સમય કરતાં કંઈ એવો વિશેષ ગુણ રહેલો છે કે જેથી આપણાં મન બીજા સમય કરતાં તે સમયે ગંભીર વિચારથી ભરાઈ જાય છે અને તેથી આ પ્રવાસના "અંતરદર્શક પથ્થર" પ્રતિ નિહાલીને જોતાં આપણે આપણા મનને એવું પ્રશ્ન કરિયે છિયે કે, આપણે શું કરિયે છિયે? આપણે ક્યાં જઇયે છિયે? આપણી પૃથ્વીની યાત્રામાં જેવી પવિત્રતા, તથા સદાચરણથી વર્ત્તવું જોઈયે, તેવી રીતે આપણે વર્ત્યા છિયે કે નહિ? અને જે વર્ષ હમણાં પુરૂં થવાની તૈયારીમાં છે તે વર્ષમાં, આપણું જીવિત પવિત્ર અને સદાચરણયુક્ત રહ્યું હતું કે નહિ?

આવા પ્રશ્ન કરવામાં આપણું શ્રેય રહેલું છે. કારણ કે, વીતેલા કાલનું આ રીતે પુનરાવલોકન કરવાથી, હવે પછી વધારે સારી રીતે વર્ત્તવા આપણે સમર્થ થઈશું.

કંઈ પણ ક્ષોભ કર્યા વિના અથવા વિચાર કર્યા વિના આપણે જગતમાં આગળ ચાલ્યા જઇશું તો આપણા ધર્મથી અને પરમેશ્વરથી વિમુખ કરનારી જગતની મોહમાયામાં, આંખો મીચીને ફસાઈ પડીશું. અને તેથી આપણે માઠી સ્થિતિમાં એટલે, વધારે દુર્દશામાં આવી પડીશું એમ સમજવું. ત્યારે હવે આપણે, એટલે મારે અને તમારે, જરા વાર વિરામ લેઈ, આપણને ગયા વર્ષમાં શું પ્રાપ્ત થયું અને આપણે શું શિખ્યા, તથા આવતા વર્ષમાં ઉપયોગી થઈ પડે એવા કિયા બોધ આપણને તેમાંથી મળી શકયા તેવિષે ભેગા થઈ પ્રૌઢ વિચાર કરવો જોઇયે.

( ૧ ) પ્રથમ તો મને એમ લાગે છે કે, જીવિત ક્ષણભંગુર છે, એવું આપણા ધ્યાનમાં ઉતારવું જોઈયે, અને તે ધ્યાનમાં ઉતારવું ઘણુંજ ઉપયોગી છે. ગયું વર્ષ કેટલી ત્વરાથી જતું રહ્યું? કેવી ઝડપથી આપણું જીવિત ચાલ્યું જાયછે? ગયા ડિસેમ્બર માસની તા૦ ૧૬ મીનો દિવસ જે આ વિદ્યાલયના પ્રસંગમાં આપણે સદા સ્મરણ રાખવો જોઇયે, તે દિવસ જાણે કે ગઈ કાલે ગયો હોય, એમ જણાય છે. આપણામાંના કેટલાકને તો પાઠશાલાની સ્થાપના આજથી અઢાર વર્ષ ઉપર તા૦ ૧૬ મી ડિસેમ્બરે થઈ છે, તે વાત જાણે થોડાજ સમય ઉપર બની હોય એમ લાગશે. ગયું વર્ષ એક સ્વપ્નવત્ અથવા માત્ર આભાસરૂપ વહી ગયું, એટલે કે, જાણે એ વર્ષ આવ્યુંજ ન હોય એમ આપણને જણાયછે. તથાપિ આપણા જીવિતનું બંધારણ એવા પ્રકારના ત્વરિત ગતિના સ્વપ્નાના, તથા એવા ચલિત આભાસોના સમૂહથી બંધાયલું છે. અને આપણામાંના વધારે વયે પોહોંચેલા માણસનું લાંબામાં લાંબું જીવિત કદાપિ આવા પ્રકારનાં થોડાં વધારે વર્ષ સુધીનું બંધાય છે તો છેવટે જીવિતનો પ્રવાસ પૂરો થઈ જશે અને તે સદાને માટે સમાપ્તિ પામશે.

મારા મિત્રો, જીવિત ક્ષણભંગુર છે, ને તે ક્ષણભંગુર છે તથાપિ તે પરમેશ્વરે આપણને તેની સેવા કરવાસારૂ આપ્યું છે. અને ઘણાજ થોડા આયુષ્યનું તે હોય તોપણ તેનો સદ્‌ઉપયોગ કર્યો હોય તો તે આપણો ધર્મ બરાબર બજાવવાને પૂરતું છે. પરમેશ્વરે પોતાની ઇચ્છા પાર પાડવાસારૂ આપણને મનુષ્યાવતાર આપ્યો છે, અને આપણા જીવિતનો સમય છે તે ઐશ્વરી અનંત સુખની પ્રાપ્તિને માટે બોધરૂપ છે. જે વર્ષ ગયું તે વર્ષમાં આપણે આ વાત લક્ષમાં રાખી છે? નિઃસ્વાર્થ બુદ્ધિથી આપણા સુખનો ત્યાગ કરીને, આપણા જાતિ ભાઇયોપ્રતિ પ્રેમ તથા પરોપકાર દર્શાવી પરમેશ્વરની ઇચ્છાનુસાર વર્ત્તવાને આપણે પ્રયત્ન કર્યું છે? જો આવી રીતે આપણે વર્ત્યા હોઈશું, તો આપણે પ્રમાણિકપણેથી એમ કહી શકીશું કે આપણને પશ્ચાત્તાપ કરવાનું કંઈ કારણ નથી. તથા ગયું વર્ષ ઝડપથી જતું રહ્યું, તોપણ તે વર્ષે, આપણને નિરંતર નભે એવું શુભ ફલ આપ્યું છે, અને તે વર્ષ વૃથા ગાળ્યું નથી એમ સમજીશું.

( ૨ ) બીજી વાત એ છે કે, આપણે ગતકાલ ભણી જોઈશું, તો તેથી જીવિત ક્ષણભંગુર છે એટલુંજ નહિ પણ તે અનિશ્ચિત છે, એમ આપણા લક્ષમાં આવશે. જેટલો વધારે કાલ પાછળ વીતી ગયો તેટલો થોડો આગલ જીવવાનો બાકી રેહેછે. વળી કેટલો કાલ વ્યતિત થયો એ આપણે જાણી શકિયે છિયે, પણ હવે તે કેટલો રહ્યો તે આપણે જાણી શકતા નથી. જીવિતની યાત્રામાં, અને પૃથ્વીની યાત્રામાં, આવિષે ભિન્નત્વ રહેલું છે, જો તમે અહિંથી દ્વારકાં જશો તો બધે રસ્તે મૈલદર્શકપથ્થર તથા સુખદ પાણીની પરબો તમારા જોવામાં આવશે. દ્વારકાં અહિંથી કેટલા ગાઊ દૂર છે તે તમે ખાતરીથી જાણો છો, અને પ્રભુ તમને જીવતા રાખે તો, તમે દ્વારકાં કિયે દિવસે

પોહોંચશો તે પણ અગાઉથી કહી શકો છો, પણ જીવિત-નો પ્રવાસ જૂદા પ્રકારનો છે, એ કયારે પૂરો થઈ રેહેશે તેની આપણને ખબર પડતી નથી, એ તો પરમેશ્વરનેજ વિદિત છે. આપણે તો માત્ર એટલુંજ કહી શકિયે કે સીધા આચરણથી ચાલિયે, સામાન્ય ધર્મમાર્ગમાં પ્રવૃત્ત રહિયે, ને પરમેશ્વરને પ્રાર્થિયે કે, હે પ્રભુ! તું મારો માર્ગદર્શી છે, તું મારા નિર્બલપણાને સબલ કર, અને અમારા ઠોકરો ખાતા પગને આશ્રય ભૂત થા. અને આટલું કર્યા પછી જ્યારે પરમેશ્વર જુવે છે કે આપણા પ્રવાસનો અંત આવી રહ્યો, ત્યારે તે આપણને વિશ્રામ લેવાની આજ્ઞા કરે છે, અને ત્યારે આપણું જીવિત પૂરૂં થઈ રેહેછે. આપણે સૌ હમણાં અહિં બેઠેલા છિયે તેમાં પ્રત્યેકને એવી સૂચના પરમેશ્વર કયારે આપશે એ વાત આપણે કહી શકતા નથી. ધારો કે આજેજ એવી સૂચના તે આપે તો આપણે તૈયાર છિયે?

આ પ્રશ્ન બહુ વિચાર કરવા જેવું છે. તેમજ ઘણા અનુભવ સિદ્ધ છે. કારણ કે આપણી સમજણ પ્રમાણે આપણે સદા વર્ત્તતા નથી, તો પણ આપણામાંનો પ્રત્યેક જણ સારીપેઠે જાણે છે કે ગમે તે કાલે ઓચિંતું માણસને જમનું તેડું આવશે. અને આ જીવિતનો એક દિવસનો અથવા તો એક હોરાનો પણ ભરોસો નથી, આજ, કે કાલે, કે પરમ દિવસે, કે કયારે મોત આવશે એ કોઇ કહી શકતું નથી. આ સિદ્ધાંત આપણે વધારે લક્ષમાં રાખવો જોઇયે, કારણ કે તેનો અનુભવ આપણ સઘળાને થાયછે, અને પ્રત્યેક વર્ષે આપણને નવી ચેતવણી અને નવાં ઉદાહરણ મળેછે. હમણાં એક વર્ષ પેહેલાં બનેલો જાણીતો બનાવ આપણ સર્વને સાંભરે છે. કયાપટન *સા-

* ત્રીજી બામ્બે લેન્સર્સનો કયાપટન એમ. બી. સામન. ૧૮૮૭ ની ૨૦ મી ડિસેમ્બરે નીમચમાં પોલોની રમત રમતાં ઘોડાપરથી પડી જવાથી મરણ પામ્યો છે.

મન સાહેબને આપણુ સર્વે ઓળખતા હતા, અને આપણુામાં-
ના કેટલાકને તો તેમની સાથે સારીપેઠે ઓલખાણુ હતું.
ચોમાસાની ઋતુમાં અહિં તેમનું લગ્ન થયું હતું, તે આપણુ
સર્વેને સ્મરણુ છે. અને પાંચ મહિના પછી પોલોની રમત
રમતાં એમનું ઓચિંતું મરણુ થયું તે પણુ આપણુ સર્વને
સાંભરે છે. ગયા ડિસેમ્બર માસમાં બપોર પછી, જે તારીખે
તે પોતાને ઘેરથી બાહાર ગયો હતો, (તેને આજે એક
વર્ષ પણુ પૂરૂં થયું નથી,) તે દિવસે ભર અરોગતામાં,
અને ઉલટભેર તેને ઘેરથી તે નીકળ્યો હતો અને ત્યાર
પછી થોડી વારે, મરવાસારૂ બેભાન સ્થિતિમાં એને ઘેર
લાવવામાં આવ્યો હતો. જ્યારે એ અહિં હતો ત્યારે તેની
સાથે જે રમત તમારામાંના કેટલાએક રમતા હતા, તે
રમતમાં, તેનું મૃત્યુ, ઓચિંતું અને ત્રાસદાયક રીતે થયું
હતું, અને જુલાઇ માસમાં બનેલા શુભ પ્રસંગના આનં-
દને ડિસેમ્બર માસમાં બનેલા ખેદયુક્ત બનાવે, શોક છા-
યાથી આચ્છાદિત કરયો હતો.

આ વર્ષમાં પણુ એવા પ્રકારના અનુભવ આપણુને
થયા છે, અને તે અનુભવ, કેટલીક બાબતમાં, આપણી
સાથે વિશેષ નિકટસંબંધ ધરાવેછે. જ્યારે, એક ચોકિયાતનું,
આગલી રાત્રે ખુન થયાના ખબર, અને તેની લાસ આ-
પણી રમવાની જગ્યા ઉપર પડી રહ્યાની ખબર, એક દ-
હાડો સવારે, આપણી પાઠશાલામાં પડી તે વખતે, આ-
પણી વિદ્યાલયની અંદર, તે ભયંકર બનાવથી, તમારા મ-
નમાં, કેટલો કમકમાટ છૂટ્યો હતો, તેની હું અહિં ન હતો
તેથી, મારા કરતાં તમને બધાને વધારે ખબર છે. આ
બિચારો ચોકિયાત આ જગતમાં પોતાનો ધર્મ બજાવતો
હતો, તેવામાં એકદમ ઈશ્વરે, તેને પોતાને શરણે બોલાવી
લીધો, એ બનાવ વિષે વિચાર કરો, તેને વિષે વિચાર
કરો, અને તમારા પોતાના વિષે પણુ વિચાર કરો; કેમકે જેવી

એની દશા થઇ તેવી દશા કોઇ સમયે આપણી પણ થાય. જેમ એનું મોત કોઈ કટ્ટા શત્રુના હાથથી થયું તેવું આપણું મોત થશે એમ હું કેહેતો નથી. એવા કમોતથી પ્રભુ આપણું રક્ષણ કરે, પણ મારો કેહેવાનો હેતુ એવો છે કે, જેવી રીતે ચોકિયાતને ઓચિંતું મોતનું તેડું આવ્યું, તેવી રીતે આપણને પણ, ઓચિંતું તેડું કદાચિત્ આવે.

એવીજ રીતે, ગયા એપ્રિલ માસમાં, આપણા માન પામેલા કોટવાલ બાવામિયાંનું કરૂણા ઉપજે એવું, ને ત્રાસદાયક મૃત્યુ થયું, તે તમને ખબર છે. એનો પ્રાણ, એક દિવસ, પાછલા પોહોરે, બજારની અંદર, એક મરણિયા મારાએ, તરવારનો ઘા કરી લીધો, તે પણ, તમને ખબર છે. એ બજારમાં, આ બનાવ બનતા પેહેલાં, અને તે પછી, તમે, વારેવારે ગયા આવ્યા છો, અને, તે વખતે, તમે ત્યાં હોત તો તમારૂં શું થાત, તે વિષે પણ, વિચાર કરો. જેઓ આ વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરી ગયા છે, તેઓમાં પણ, આ પૂરૂં થવાની તૈયારીમાં છે તે વર્ષમાં, મૃત્યુ અજાણ્યું રહ્યું નથી. બાબી ગઝેફરખાને, અહિં, આઠ વર્ષ-સુધી અભ્યાસ કરી, ૧૮૮૧ ની શિયાળાની ટર્મમાં, આ પાઠશાલા છોડી. એમની સાથે, એમના વર્ગના સોબતી અમરાવાળાએ પણ, તેમજ કર્યું હતું. બન્ને, સારા નિવડે એવા અને દૈવતવાળા હતા, અને બન્નેના ઉપર આપણ સર્વનો ભાવ હતો. એ બન્ને આપણા મિત્રોમાંનો એકે, હાલ જીવતો નથી. અમરાવાળા ૨૪ વર્ષની ન્હાની વયમાં ક્ષયરોગ થવાથી મરણ પામ્યા, અને ગઝેફરખાન જેઓ મહારાણી શ્રી કૈસરેહિંદની જ્યુબીલીના ઉત્સવને દિવસે અહિં ગઇ સાલ આવ્યા હતા, અને તે વખતે સારી આરોગ્ય સ્થિતિમાં અને હોંસભેર હતા તેઓ, ૨૫ વર્ષની ન્હાની વયમાં, ગયા માર્ચ માસની આખરે, મરી ગયા. જે પુરૂષને, આપણે એટલો બધો ચંચલ અને દૃઢ જાણતા

હતા, અને જે તમને ખબર છે કે ઘોડે બેસવામાં ઘણો હિંમતવાન હતો, તે પુરૂષ, હાલ નિરંતર વિશ્રાંતિમાં, જઇ પડ્યો છે એ વાત ખરી માનવી આપણને ઘણી કઠિણ છે. તમને જેનું જીવિત એવું સુખાકારી ભરેલું જણાતું હતું તેનો અંત હમણા એટલી ઝડપથી આવ્યો, અને જેના મોતથી તેનું વૃદ્ધિ પામતું સ્થાન તેના યુવાન રાજકર્ત્તાવિનાનું કેમ થઇ પડ્યું, તેનો ચિતાર આપણા મનમાં ઉતારવો કઠિણ થઈ પડેછે.

આ સઘળા બનાવો આપણને ચેતવણી રૂપ છે અને ઈશ્વરે મોકલેલા સંદેશા સમાન છે, તેથી જીવિત અનિશ્ચિત છે, અને કેવલ પરમેશ્વર તથા તેનો પ્રેમ જાથુ નભેછે એવો બોધ આપણને થાયછે. મોત, મોડું કે વેહેલું આવેછે તથા ઘણી વાર, મોત ઝડપથી, અને ઓચિંતું આવેછે, એવી સૂચના, એ બનાવોથી થાયછે. તેમજ જેવી રીતે ગરીબ ચોકિયાતને રાતની વખત ચોકી કરતાં મોત આવ્યું, તેજ પ્રમાણે લોકની સહીસલામતી જાળવી રાખનાર માન પામેલા અમલદારનો પણ નાશ કરેછે, તેવીજ રીતે ગાદીનશીન થયેલા, ભર જોબનવાળા યુવાન રાજાને પણ મોત આવેછે એવી આપણને સૂચના થાયછે. એ બનાવોથી, આપણને એવી ચેતવણી મળે છે કે, આપણું મોત મોડું વેહેલું થવાનું છે. પણ ક્યારે થવાનું છે તે આપણે જાણતા નથી. આ બનાવો આપણને તત્પર રેહેવા સૂચવેછે, જીવિત ટુંકું છે, એ સંભારી રાખવા તથા તેમાં પ્રસંગ આવે તે પ્રસંગોનો સારો ઉપયોગ કરવા, તથા માણુસ પ્રતિ તેમજ પરમેશ્વર પ્રતિ આપણો ધર્મ બજાવવા, સૂચના કરેછે.

આપણો ધર્મ બજાવવો એનો અર્થ આપણ સર્વે જાણિયે છિયે. મમતા રાખવી, નિઃસ્વાર્થી રેહેવું, પ્રમાણિક

તથા પવિત્ર રેહેવું, અને ઈશ્વરનું સદા સ્મરણ કરવાથી તે આપણને જે શક્તિ આપેછે, તેને આધારે, આપણું જીવિત નિર્ગમન કરવું. આમ મારે તથા તમારે વર્ત્તવું જોઇયે. આવી રીતે વર્ત્તવું, એજ ખરેખર જીવવું કેહેવાય, ને તેમાં સાત્ત્વિક સુખ મળે છે. આવું જીવિત નાશ પામતું નથી, કારણ તેને આપણા શરીર સાથે કંઇ સંબંધ નથી, પણ તે સ્વર્ગની સાથે સંબંધ ધરાવનારૂં છે.

પરમેશ્વરઉપર પ્રેમ રાખી જે તેના સમાગમમાં રેહેછે તેને સ્વર્ગના સુખનો લાભ આ પૃથ્વીમાં રહીને પ્રાપ્ત થાયછે; તેનું કારણ એ છે કે, જેને પરમેશ્વર ઉપર પ્રેમ છે તેનાઉપર પરમેશ્વરનો પ્રેમ રેહેછે, અને તેની સંભાળ નીચેનાં છોકરાં, સુખ કિંવા દુઃખમાં આવી પડે, જીવે કે મરીજાય, તોપણ નિર્ભય રેહેછે.

આપણા મિત્ર અખેરાજજિયે પોતાની કલગી ઉપર "પરમેશ્વર પ્રેમરૂપ છે" એ વચન રાખવાનું પસંદ કર્યું છે. આ વચનથી વધારે શિક્ષણીય અર્થવાળું વચન તેમને મળત પણ નહિ. આપણે જો આ વચન માન્ય કરિશું તો આપણને માલમ પડશે કે, એ વચનમાંથી બીજાં બધાં વચન નિકળે છે. એ વચન, સર્વથા સદા સ્મરણ રાખવાથી ખરેખર આપણું સર્વનું કલ્યાણ છે. પરમેશ્વર પ્રેમરૂપ છે અને તેનો પ્રેમ અનંત છે. વળી પરમેશ્વર સદાચારરૂપ છે અને તેનો સદાચાર અનંત છે. વળી જેમાં દોષ રહેલો છે તે વસ્તુ ઉપર પરમેશ્વરનો ભાવ હોયજ નહિ. જ્યારે આપણે પાપ કરિયે છિયે ત્યારે આપણે પરમેશ્વરથી વિમુખ થઇયે છિયે, કેમકે જેમાં પાપ રહેલું છે તે વસ્તુ, પરમેશ્વરને ગ્રાહ્ય નથી. જો આપણે સત્યમાર્ગે વર્તિશું તો પરમેશ્વર આપણને કોઇ દિવસ એનાથી અળગા રાખશે નહિ, અને પરમેશ્વર જ્યારે આપણી સહાયતામાં હોય તો, આ-

પણે કશાથી ડરવાની અગત્ય નથી. કારણ કે આપણા ઉપર પરમેશ્વરનો પ્રેમ સદાકાળ રેહેછે.

( ગીતી. )

સાગરકેરી ભારે, વિશાળતાથી પ્રભુની દયા ચડતી
અપરાધિનતા કરતાં, ન્યાયવિષે પ્રભુતણી કૃપા વધતી. ૨૬

પૃથ્વીના શોકતણી, લાગણી સ્વર્ગે જ્યમ રહી છે લાગી
તેવી બીજે સ્થાને, જણાય નહિ તે જરાય અનુરાગી. ૨૭

દોષ કર્યા પૃથ્વીપર, તેનો માયાભરી રીતથી ન્યાય
જેવો સ્વર્ગે નિવડે તેવો કદિ નવ અવર સ્થલે થાય. ૨૮

જનમન પ્રમાણ કરતાં પ્રભુના પ્રેમની વિશાલતા ભાળું
હૃદય અનાદિ પ્રભુનું, અતિ અદ્ભુતતા ભર્યું કૃપાવાળું. ૨૯

( ફાબર. )

## ૩ નવું વર્ષ.

( ઝુલણા છંદ. )

સત્ય છે જીંદગી, જરૂરિયાતીતણી
સમજ શમશાન નહિ ઠામ છેલો,
જીવકાયાતણો યોગ જે કારમો,
ધાર માં એક ઠામે ઠરેલો;
માટીના માનવી માટી માંહે મળી,
કાય તારી જશે જાણ ભાઈ;
જીવ જાણે નહિ જાય જૂદો પડી,
કાયનો થાય શો હાલ આંઈ? ૩૦

જગતમાં જનમીને મોજ બહુ માંડવી,
એમ નહિ તો હૃદય રોષ આણો,
કાંય એ માંયનું કામ આ ઠામમાં,
છે નહિ એમ આપેજ જાણો;

પણ બહુ પ્રેમથી નિત્યના નેમથી,
આજથી થાય કાલે વધારો,
એમ ઉદ્યમ કરો કામ ઠિક આદરો,
વાંદરો વેમ આણે નકારો. ૩૧

જગત રણક્ષેત્ર જે બહુજ વિસ્તારનું,
તે વિષે કાર્ય કરવા સમયમાં
ને વળી જનતણું જિવિત જળવાય ત્યમ,
ચોકીનો જોગ કરવા વખતમાં
શૂર થઈ કામ કર, હામનાં હોંશથી
આશરો જેથી પ્રભુ અચુક આપે,
ચાબુકે ચાલતાં ઢોર આ ઢોરમાં,
તું ન થા તેમ પ્રભુને પ્રતાપે. ૩૨

અગમને આશરે નહિ રહી નાશરે,
થાય સારૂં સહી એમ જાણી,
વીતી ગઈ વાત તે છો જતી જાણ તું,
આણ નહિ દિલમાં ખેદ આણી,
હાલનો કાલ તો ભાળ સૌથી ભલો,
ઝાલ ઉદ્યમ હવે દોષ હાંકી,
દીનતા દાખીં દિલ દેવને રાખીને,
કામ કર હામથી તર્ત તાકી. ૩૩

જીંદગાની ખરી મોટ મોટાતણી,
યાદ આપી ખરૂં એમ બોલે,
કોઇ એ માંહના લોકના નોક તો,
ક્યાં હતા એક તરાજુ તોલે,
તેજ પ્રખ્યાતિને પામિયા ને વળી,
જામિયાં જોર જેનાંજ ભારી,
એમ જો આપણે ચાહિયે ચિત્તથી,
થાય સંસારમાં કીર્તિ સારી. ૩૪

વાસના વેરીને કામ એવાં કરો,
નામ નિશાંની રહી જાય જેથી,
દાખલો આપણો જોઇને કોઇ જન,
મન થકી માની લે ધીર એથી;
જગત દરિયાવિષે ખેડતાં જેહનું
વા'ણુ ભાગે ખરાબે ચડયેથી
આદમી એકલો અરણુવે આથડે
પાસ પોતાકને નવ રહેથી. ૩૫

ચાલ તૈયાર થા, ઝાલ તું કામને,
હામને હેત હૈયેજ રાખી
મંદ બહુ મોહથી આળસઇને તજી
ઝાલી લે ચંચલાઈ જાળ નાંખી;
ધૈર્યતા ધારીને કામ કર કારમાં
હારમાં કામ કરવે કદાપિ
કામ પૂરૂં થયે, દામની વાટ જો
આમ તો રામ રે'શેજ આપી. ૩૬

(લૉંગફેલોએ જીવિતવિષે કરેલી કવિતાનો ભાવાર્થ.)

તા. ૬ ઠી જાન્યુઆરી સન ૧૮૮૯.

જીવિત ટુંકું અને અનિશ્ચિત છે એ આપણને સમજાયું; તેમજ કેટલું આપણે જીવવાનું બાકી રહ્યું છે તેની આપણને ખબર પડતી નથી તે પણ સમજાયું. વધારેમાં વધારે વર્ષ જીવનાર માણસને પણ તેનો વખત પરછાયાની પેઠે ચાલ્યો જાયછે. માટે હવે જે જીવવાનો બાકી વખત છે તેનો ઉત્તમ પ્રકારે કેવી રીતે ઉપયોગ કરવો જોઇયે? તથા આપણા જીવિતમાં જે તક મળે તેનો સરસ રીતે કેમ લાભ લેવો જોઇયે તે વિષે નવા વર્ષના આ પેહેલા રવિવારે વિચાર કરવાને માટે આ વિષય સારો છે.

પ્રત્યેક દેશમાં, તેમજ હિંદુ, મુસલમાન, પારસી, અને ખ્રિસ્તી આદિ સર્વ લોકમાં બેસતા વર્ષનો દિવસ સપરવો, ઉત્સાહ ભરેલો અને આશાપ્રદ ગણાય છે. દિવાળીને દિવસે તમને એવોજ હર્ષ થાયછે. અને તેવીજ રીતે જાન્યુઆરીની પેહેલી તારીખે મને પણ હર્ષ થાયછે. જેવી રીતે અમારા બેસતા વર્ષનો દિવસ અમારા અંતઃકરણને પ્રફુલ્લ કરનારી હોંશ અને આનંદથી જણાઇ આવેછે તેવી રીતે તમારા બેસતા વર્ષનો દિવસ દિવાની રોશનીનાં બાહ્ય ચિન્હથી ઓળખાયછે, અને રાજા તથા પ્રધાન, શેઠ તથા નોકર, તેમજ ખાનગી મિત્રો અન્યોન્ય ભેટેછે ને ખુશાલીની મુબારકબાદી આપેછે, તેથી પણ એવો ભાવ દર્શાવાય છે. નવું વર્ષ એટલે નવો પ્રારંભ અને પ્રત્યેક પ્રારંભને સમયે પ્રત્યેકના મનમાં આશા રહેલી હોયછે. નવું વર્ષ બેસે તે વેળાએ આપણા મનમાં શી આશા બંધાય છે? એ વર્ષમાં આપણું જીવિત સદાચારવાળું રેહે અને હાલસુધીના કરતાં પણ વધારે સારૂં થાય એવી આશા આપણા મનમાં હોયછે. નવા વર્ષને દિવસે એક બીજાને "નવું વર્ષ તમને સુખાકારી થાઓ" એ રીતે મુબારકબાદી આપવાનો આપણો ખરો હેતુ એજ છે. "સુખ" એ શબ્દના શ્રેષ્ઠ અને સંપૂર્ણ અર્થમાં તમને સર્વને નવું વર્ષ સુખાકારી થાઓ એવું હું ઇચ્છુંછું. એ ઇચ્છા ઉપરાંત હું તમને બીજો શો ઉપદેશ કરૂં વારૂ?

મારાથી બની શકે તેટલા થોડા શબ્દમાં હું તમને ઉત્તમ શિખામણ દઉંછું. અને બે સાદા નિયમો હું તમને બતાવું છું. પ્રથમ તો એકે (૧) નિયમથી કામ કરો, અને બીજો (૨) જે કરો તે ઉત્સાહપૂર્વક કરો. તમારૂં વર્ત્તન નિયમ પ્રમાણે અને અભ્યાસપૂર્વક રાખો. અને જેટલું કાર્ય તમે કરો તેટલું બધું તમારી શક્તિનો પરિપૂર્ણ ઉપયોગ કરીને કરો.

(૧) નિયમિત વર્ત્તો. તમારૂં વર્ત્તન નિયમ પ્રમાણે અને અભ્યાસપૂર્વક રાખો. નિયમિતપણે વર્ત્તવાથી તથા તમારા વખતના બરાબર વ્યવસ્થાપૂર્વક વિભાગ કરવાથી થનારા સાધારણ લાભવિષે કોઇ બીજે પ્રસંગે વધારે વિવેચનસાથે ભાષણ કરવાનો મારો વિચાર છે. આજ તો માત્ર એ સંબંધી મારે એટલુંજ કેહેવાનું છે કે, આ પાઠશાલામાં નિયમિતપણે વર્ત્તવાથી થતા લાભનો હું ધારૂંછું કે તમને સર્વને અનુભવ થયો હશે, કેમકે તમારા પાઠના વિષયમાં તેમજ બીજી બાબતોમાં એ નિયમ અહિં લાગુ પાડવામાં આવ્યો છે. બીજી રીતે કામ કરવા કરતાં પ્રત્યેક કામનેમાટે અમુક નીમેલો વખત રાખવાથી કેટલું વધારે કરી શકોછો એ પણ તમને સમજાયું હશે. એવી રીતે ઉપયોગ કરેલો વખત કેટલી ત્વરાથી અને સેહેલાઇથી જતો રેહેછે, એ પણ તમે નજરે જોયું હશે, અને તેથી ઉદ્યોગમાં નિર્ગમન કરેલા સમયમાં અને તેહેવારના દિવસોમાં તમારામાંના કેટલાક કંટાલો ઉપજાવે તેવા એક સરખા આળસમાં જે વખત ગુમાવતા હશો તેમાં કેટલો ફેર છે? એ પણ તમને જણાઈ ગયું હશે. અઠવાડિયામાં બે અથવા ત્રણ કલાક, કવાયત, કસરત તથા રમવામાં તમારૂં શરીર સારીપેઠે કસાય છે તેથી નિયમસર કામ કરવામાં કેવું સામર્થ્ય છે તે તમારા જાણવામાં આવ્યું હશે. વિદ્યાલયમાં આવી રીતે નિયમસર કામ કરતાં શિખોછો તેથી ખરેખર તમારા શરીરને તથા મનને બન્નેને ઉત્તમ કેલવણી મળેછે. એવી રીતે વર્ત્તવાથી આપણને પદ્ધતિથી અને સરખી વ્યવસ્થાથી કામ કરવાનો પરિચય પડેછે. અને એ પરિચય, અમને ખાતરી છે કે, તમારામાં એક સ્વાભાવિક ગુણ જેવો થઈ પડશે, અને તે ગુણ તમારા જીવિતપર્યંત સદા દૃઢ રેહેશે. એવી રીતે વર્ત્તવાથી ઉપર કહેલા લાભ કરતાં પણ કંઈ વધારે લાભ થાયછે. એથી તમારા

શરીરમાં બલ અને મનમાં ચંચલાઈ આવેછે, આવું બલ અને ચંચલાઈ અભ્યાસવિના આવતાં નથી. માટે કસાયલું શરીર અને કેલવાયલું મન, (જેનો અર્થ એ છે કે નિત્યાભ્યાસની કસોટીને તાબે થયેલું શરીર અથવા મન) તે આરોગ્ય સ્ફુરતીવાળું શરીર અને નિર્વિકાર ચંચલ મનની સમાન છે. વળી આપણા શરીર તથા મન કરતાં જે વધારે શ્રેષ્ઠ આપણી નીતિ, જેથી આપણી વર્ત્તણૂક બંધાય છે, તેનો આધાર પણ તે ઉપર રેહેછે. આપણી નીતિ સંબંધી વર્ત્તણૂક પણ આપણા નિત્યાભ્યાસને આધારે રેહેછે. અને એનેમાટે ખરી સંભાળથી તથા દૃઢ નિયમથી વર્ત્તવાની અગત્ય છે.

કવાયત કરવામાં જે નિયમ પાલવામાં આવેછે તેના કરતાં આમાં વધારે સબલ નિયમ પાલવાની અગત્ય છે, ક્રિકેટ રમવાની ભૂમિઉપર આપણે જે શ્રમ કરિયે છિયે તે કરતાં વધારે સબલ અભ્યાસ રાખવાની અગત્ય છે. હું પૂછુંછું કે નીતિમાં, પવિત્રતામાં, મનની નિર્મલતામાં, અને આપણા નિત્યના વ્યવહારસંબંધી ધર્મમાં એપ્રમાણે આપણે કવાયત લઇયે છિયે? અને એપ્રમાણે આપણે વર્ત્તિયે છિયે? અમુક વેળાએ નિયમપ્રમાણે પરમેશ્વરનું સ્મરણ કરવાનું આપણે લક્ષમાં રાખિયે છિયે? સારા વિચાર એ આપણા નિત્ય કામ માંહેનું એક કામ છે એમ ધારી એવા વિચાર કરવાનું, સારા ગ્રંથો વાંચવાનું, સુપાત્ર મિત્ર પસંદ કરવાનું, હાનિકારક લાલચો સામે દૃઢતા રાખી ટક્કર ઝીલવાનું, સારૂં કૃત્ય કરવાનો અભ્યાસ રાખવાનું, અને દૃઢતા રાખી દુષ્કૃત્યથી દૂર રેહેવાનું, આપણે લક્ષમાં રાખિયે છિયે? આ વિષયો ઉપર કૃપા કરી વિચાર કરો, કારણ કે બીજા બધા નિયમો કરતાં આ નિયમો ઘણાજ અગત્યના છે, એ નિયમો આત્માની સાથે સંબંધ રાખનારા છે, અને

તે પાળવાથી આત્માને સ્વર્ગના પવિત્ર જીવિતે પોહોચાડી શકે એવા છે. તથા તે ન પાળવાથી પૃથ્વીની માટી સમાન નીચો કરી નાંખી શકે એમ છે. અને સઘળા નિયમો કરતાં ઉપર કહેલા ઘણાજ અગત્યના નિયમોનો અભ્યાસ રાખવાના કામમાં આપણે આ વિદ્યાલયમાં કદાચિત્ ગાફલ રહી જઇયે એમ મને બીક લાગેછે, કેમકે શરીર તથા મનસંબંધી કેલવણી કયી વેલાએ લેવી, એટલે કે, રમવાની જગ્યાયે ક્યારે જવું તથા વર્ગમાં ક્યારે શિખવા જવું, તેના નિયમો તો આ પાઠશાલામાં કરેલા છે. પણ તમને ઉત્તમ નીતિના ધારા શિખવવાનું અમારાથી બની શકે નહિ. અમે તો માત્ર નીતિના નિયમોવિષે તમને ઉપદેશ કરી શકિયે, અને તમારી મેળે તે નિયમો પાળતાં શિખવાનું કહી શકિયે. વળી એ નિયમો પાળતાં શિખવાનું કામ સેહેલું નથી, કારણ કે પૃથ્વી ઉપર સાંસારિક અને પરમેશ્વરથી વિરક્ત કરનારી વસ્તુમાં પ્રવૃત્ત રેહેવાનું આપણને ઘણું મન થાયછે. માટે સર્વેથી ઉત્કૃષ્ટ નિયમ પરમેશ્વરની પ્રાર્થના કરવાનો અને તેની સાથે એકતા કરવાનો છે એમ જાણવું. આ નિયમોનો અભ્યાસ રાખવાસારૂ તમે શું નિશ્ચય નહિ કરો? જો તમે પ્રથમ એવો નિશ્ચય ન કર્યો હોય તો આ નવા વર્ષના પ્રારંભે તેનો અનુભવ કરવાનો હવે નિશ્ચય કરો. જો એવો નિશ્ચય હવે કરશો તો મને ખાત્રી છે કે તમે આ વર્ષ ક્ષેમ કુશલતાથી અને આનંદમાં નિર્ગમન કરશો.

(૨) મારે તમને એક બીજી શિખામણ દેવાની છે તે એ કે, જે કામ કરો તે ઉત્સાહપૂર્વક કરો, અને જેટલું કાર્ય તમે કરો તેટલું બધું તમારી શક્તિનો પરિપૂર્ણ ઉપયોગ કરીને કરો. નિત્ય તમારાથી જેટલું બને તેટલું કરો. માત્ર નિયમિતપણે વર્ત્તવું એટલુંજ બસ નથી પણ હરકોઈ કૃત્ય કરિયે તે ચંચલતા, ઉદ્યોગ અને ઉત્સાહથી કરવું જોઇયે. હ-

રકંઈ કૃત્ય જે કરવા યોગ્ય હોય તે સારી રીતે કરવું જોઇયે; અને શ્રમ લીધાવિના અથવા કષ્ટ વેઠયાવિના કંઈ પણ કૃત્ય સારી રીતે આપણે કરી શકીશું નહિ. એ વાત આ પાઠશાલામાં આપણને થયેલા અનુભવથી સર્વને ખબર છે. રમત, કસરત, તેમજ નિશાલના વખતમાં આ વાત આપણને પ્રત્યક્ષ થઈ ગઈ છે. ક્રિકેટમાં ગમે તેટલી કુશલતા હોય અથવા કવાયત કરવામાં ગમે તેટલી નિપુણતા હોય તથાપિ રમવાની જગ્યા ઉપર જઈ આળસુ થઈ ઉભા રહિયે, અથવા આપણા ઘોડાઉપર બેદરકારીથી બેશિયે તથા આદેશના શબ્દો ઉપર લક્ષ ન આપિયે તો તેથી કંઈ કામનું નથી. એ આપણ સર્વ જાણિયે છિયે.

તેવીજ રીતે નિશાલમાં થતા અભ્યાસનેમાટે પણ સમજવું. આ કામ તો વળી વિશેષ કડાકૂટિયું છે. આપણે જે શિખવાનું હોય તેમાં આપણું મન લગાડયાવિના, અને આપણાથી બને તેટલો શ્રમ લીધાવિના, વર્ગમાં નિત્ય ઠરાવેલે સમયે જઇને બેશી રેહેવાથી આપણને કશો લાભ નથી. એકે એક ન્હાનો પાઠ સારી રીતે શિખ્યાથી આપણા જ્ઞાનના સંગ્રહમાં થોડે થોડે વધારો થાયછે અને તેથી આપણે નિપુણ થઇયે છિયે. કેહેવત છે કે, કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય. અંતઃકરણપૂર્વક કરેલો થોડો પણ યત્ન એક સરખી રીતે કરવામાં આવે તો અંતે આપણી સઘળી કઠિણતા દૂર થાયછે, અને અભ્યાસ કરવાનો વિષય ગમે તેવો કઠિણ હોય તોપણ તેમાં આપણે પ્રવીણ થઇયે છિયે. પ્રયત્ન કરવો એ અગત્યનું છે. હોંશ અને ઉત્સાહથી તમારે કામ કરવું જોઇયે. તમારે નિરાશ થયાવિના કામ કર્યાં જવું જોઇયે; ખંત રાખી કામ કરો. દૃઢતાથી કરેલા અજીત્ય પ્રયત્નના પરિણામ આશ્ચર્યજનક થાયછે; તે ઉપરથી વિલક્ષણ બુદ્ધિની વ્યાખ્યા

"માત્ર પરિશ્રમ* કરવાની ધારણાશક્તિ" એમ કરેલી છે. માટે જે કંઈ કૃત્ય આપણે બાહુબલથી અથવા બુદ્ધિબલથી કરિયે, તે આપણામાં જેટલું સામર્થ્ય હોય તેટલા પૂર્ણ સામર્થ્યથી કરીશું તોજ તે કૃત્ય સારી રીતે આપણે કરી શકીશું. આપણે ચંચલતાથી, એક ચિત્તથી, અને શ્રમથી કામ કરવું જોઇયે, અને તેની સાથે જે જે કંઈ આપણે કરિયે, તે વેળાએ આપણે પૃથ્વી ઉપર પરમેશ્વરના દાસ જેવા છિયે, અને એની ઇચ્છાનુસાર વર્ત્તવાને આપણે જન્મ્યા છિયે, એવું લક્ષમાં રાખવું જોઇયે. જે જે કૃત્ય આપણે કરિયે તે આપણે યથાશક્તિ તનમનથી કરવું જોઇયે. એવી પરમેશ્વરની ઇચ્છા છે; આનો ભાવાર્થ એવો છે કે આપણે પરમેશ્વર પ્રીત્યર્થે કામ કરવું જોઇયે.

અને આ ઉપરથી તમે સમજ્યા હશોકે નિત્યના રીતિ પ્રમાણે પરમેશ્વર વિષયક વિચાર ઉપર તમારૂં લક્ષ પાછું ખેંચવાઉપર હું તમને સ્મરણ કરાવું છું, કારણ કે જો એની કૃપા અને સહાયતા હોય તોજ આપણાથી કંઇ કૃત્ય સારી રીતે કરી શકાય. પરમેશ્વર, અને તેનો સદ્ભાવ, તેનું ડાહાપણ, તેની પવિત્રતા અને તેનો પ્રેમ એ વિષેનો વિચાર કર્‍યાથી આપણા શ્રમનો ભાર ઓછો થાયછે, અને અથાક શ્રમનું કંટાલો ઉપજાવવા સરખું કાર્ય હોય તે ઉત્કૃષ્ટ પ્રકારનું થઇ પડેછે. આ સત્ય વાતનો ચિતાર પ્રાચીન સમયના મહાન્ કાવ્યોમાંથી નિકળી આવતો જણાયછે; એથી એવું સિદ્ધ થાયછે કે સઘળા વીર પુરૂષોએ શ્રમ કર્‍યાં કરવો, અને પોતાનાં કામે મંડયા રેહેવું, તેમજ ધીરજ રાખી જે

* જ્યારે મહાન્ સર આઈઝાક ન્યુટનને પૂછવામાં આવ્યું કે તમે આવા મહાન્ શોધો કરવા શી રીતે સમર્થ થયા ત્યારે તેણે કહ્યું કે મનને નિરંતર ધારણામાં ગુંથાયલું રાખવાથી.

(જીવિતની રેહેણી નામના ઈમરસનના ગ્રંથમાંથી.)

આવી પડે તે સહન કરવું જોઇયે; અને ત્યારેજ જો પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખશે તો તેમનો અંતે જય થશે. રામાયણમાં પણ રામવિષે એવીજ કથા છે. પાંડવોએ યુદ્ધ કરયું તેમાં પરમેશ્વર ઉપર નિષ્ટા રાખી તો વિજયી થયા, એમ તેમના વૃત્તાન્તથી સિદ્ધ થાયછે. વીર પુરૂષો વિષે મી. કીંગલિયે રચેલી સુંદર ચોપડીમાં લખેલી વાર્ત્તાઓ તમે વાંચેલી છે તેથી પણ એવું જ દૃષ્ટિએ પડેછે. અર્થ અને ભાષાની શૈલી એ બન્નેમાં, હું ધારૂંછું કે ઇંગ્રેજીમાં એથી વધારે સારી કોઈ ચોપડી નથી. અને પ્રાચીનકાલના લોકોના વૃત્તાંતથી પ્રાચીન આર્યો, અને પ્રાચીન ગ્રીક લોકોના વૃત્તાંતથી જે સિદ્ધાંતનું ખરાપણું થયું છે તે આપણા અર્વાચીન સમયને સરખી રીતે લાગુ પડેછે. એ વીરપુરૂષોની પેઠે આપણે પણ એમના જેવું ઉત્તમ પ્રકારનું જીવિત ચલાવવું જોઇયે, કારણ કે તેમના જેવા આપણે પણ માણસ છિયે, કવિતામાં કહ્યું છે તે પ્રમાણે 'ચાબુકે ચાલતાં,' એવાં અવાચક પ્રાણી આપણે નથી.

ભવિષ્યમાં પરમેશ્વર સાથે રેહેવાની તથા તેના જેવા પવિત્ર થવાની, આપણે સૌ આશા રાખિયે છિયે, આ જગતમાં પવિત્ર રેહેવાને, અને પ્રત્યેક પ્રયત્નમાં આપણને સહાયતા કરવાને તેની પ્રાર્થના શું આપણે ન કરવી જોઇયે? જો આપણે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીશું તો તે આપણને સબલ રાખશે. આપણ સર્વના ધર્મનો સાર એજ છે.

---

## ૪ एकत्र थई काम करवुं.

ઝાઝા હાથ રળિયામણા.

બેત.

દો દિલ યક શવદ બિશિકનદ કોહરા,
પરા ગંદગી આરદ અંબોહરા.

દુહો.

બે મન ભેગાં થાય તો, ડુંગર તોડે સેજ;
જૂથ પ્રબલ કદિ હોય પણ તેને તોડે તેજ. ૩૭

તા. ૧૩ મી જાન્યુઆરી સન ૧૮૮૯.

આપણે આપણા બલથી કેવું કામ કરી શકિયે તે વિષેની શિખામણ દેવા ગયા અઠવાડિયામાં મેં યત્ન કર્યો હતો. આપણે એક બીજાને કેવી રીતે સહાયતા કરી શકિયે તે વિષે તમને શિખામણ દેવાનો આજ મારો વિચાર છે. એકઠા મળીને કામ કરવાથી આપણે ઘણું કામ કરી શકિયે અને જો એ કામ કદાચિત આપણે એકલા કરી શકિયે એમ હોય તોપણ એવું સારૂં કરી શકિયે નહિ. મને લાગેછે કે, તેહેવારના દિવસમાં તમે જ્યારે ઘેર જાઓછો ત્યારે, તમારામાંના કેટલાકને,આ વાતના ખરાપણાનો અનુભવ થયો હશે. હું ધારૂં છું કે અહિં પાઠશાલામાં અભ્યાસ કરતી વેળાએ જેમ તમારા વિદ્યાલયના મિત્રોના સમાગમની મદદની, અને આધારની, તમને અગત્ય પડેછે તેવીજ રીતે બીજા કોઇ કામમાં જ્યારે તમે રોકાતા હશો ત્યારે પણ તમને તે ખોટ જણાતી હશે. તે વિના તમારા ઉત્સાહ અને તમારી મનોવૃત્તિને અનુકૂલ બીજા ગુણોનો સંયોગ થવાથી જે શક્તિ અને ઉત્તેજન, તમારાં કાર્ય કરવાને સ્વાભાવિક રીતે તમને પ્રાપ્ત થાયછે, તેની પણ તમને ખોટ માલમ પડતી હશે. આવી તરેહની કંઈ પણ લાગણી જ્યારે તમે તમારે વતન જાઓછો, અને જ્યારે તમને એકાંતના સમયમાં તમારાં મા તથા બેહેનો તથા તમારા પિતાને પણ કહી શકાય નહિ, એવા બાલકબુદ્ધિના વિચાર આવતા હશે, ત્યારે વારંવાર તમને થતી હશે. અથવા પાઠશાલામાં રમેલી રમત તમે જ્યારે તમારે ઘેર રમતા હશો ત્યારે તમારા પાઠશાલાના સહવાસિયોની ખોટ તમને માલમ પડ-

તી હશે, કારણુ કે એ રમતો વિદ્યાલયના સોબતિયો કરતાં બીજાની સાથે રમવાથી રીતમાં તથા ઉલટમાં જુદી તરેહની લાગે. વળી જ્યારે તમે એકલા ગાડીમાં કે ઘોડા ઉપર ફરવા જતા હશો અથવા જ્યારે એકાંતમાં બેશી અભ્યાસ કરતા હશો, ત્યારે પણુ એવી લાગણી તમને થતી હશે. અન્યોન્ય સહવાસમાં એકઠા રેહેવાથી પ્રત્યેકનામાં ઉત્સાહ, સામર્થ્ય અને પ્રેરણાશક્તિ પેદા થાયછે, એથી એક માણુસની અસર બીજાના ઉપર થાયછે. અને એકના ગુણુના કંઈક ભાગનો પ્રવેશ બીજાનામાં થાયછે. મનુષ્યોની દરેક ટોળી આ પ્રમાણે થવાથી ઓળખાયછે. એકત્ર થયેલા સમુદાયમાંહેના દરેકનામાં એ સમુદાયના ગુણોનો થોડો થોડો અંશ પણુ આવેછે. આવી ટોળી મનુષ્યોમાં બંધાય છે એમજ નથી પણુ તેથી ઉતરતી પંક્તિના પ્રાણિયોમાં પણુ બંધાય છે.

અમુક નિશાલ અથવા પાઠશાલાનું સ્વરૂપ ( tone ) અથવા તેનું લક્ષણુ અમુક પ્રકારનું છે એવું કેહેવામાં આવેછે. તેનોજ અર્થ આ છે. અમુક પલટણુ અથવા લશ્કરની ટુકડીનો સ્વસમૂહાભિમાન ( esprit de corps ) જે કેહેવાય છે તે પણુ સારા અર્થમાં લઇયે તો આજ છે. જેમ કોઈ વાદિત્રનો નાદ તે નાદ કરવાસારૂ મેળવણી કરેલા સ્વર ઉપર આધાર રાખેછે, તેવી રીતે કોઈ નિશાલ અથવા પાઠશાલાનું તથા હર કોઇ એકત્ર થયેલી મંડલીનું બંધારણુ, તે મંડલીમાં સામેલ રહેલા માણુસોના એકત્ર ગુણો જેવા ઊંચ અથવા નીચ પ્રકારના હોયછે, તેના પ્રમાણુમાં ઊંચ તથા નીચ પ્રકારનું કેહેવાય છે. અને એવીજ રીતે, “સ્વસમૂહાભિમાન” એટલે જે ટોળીમાં અમુક માણુસ હોય તે ટોળીને માટે તેને જે સદ્દ અભિમાન હોયછે તે એકત્ર થયેલી મંડલીમાંજ બંધાય છે અને તે પણુ સારાં કૃત્યને માટે એકત્ર થયેલી મંડલી હોય તેમાંજ હોયછે. દાખ-

લા તરીકેજ સદ્ અભિમાન, અમુક પ્રખ્યાત પલટણના અમલદારોમાં રહેલું હોય છે અથવા કોઈ નામીચી યુનીવરસીટી અથવા વિદ્યાલયના સભાસદોમાં અથવા લોકપ્રિય મંડલીમાં અથવા પ્રતિષ્ઠા પામેલી શાલાનાં માણસોમાં રહેલું હોય છે, તેને સ્વસમૂહાભિમાન કેહેવાય. દુષ્ટ કૃત્ય કરવા માટે એકત્ર થયેલા માણસ જેવા કે ચોર, લુંટારા, અથવા ધાડુંપાડનાર અથવા રાજ્યની સમાધાની વિરૂદ્ધ ખટપટ કરનારા આદિની ટોળીને એવું વિશેષણ કોઇ પ્રકારે આપી શકાય નહિ, કારણ કે, અગર જો એવી મંડલીના માણસમાં પણ એક માણસ, બીજા પોતાના સોબતી પાસે ઉભો રહી, તથા તેના પાપી કૃત્યમાં ઉશ્કેરણી કરી તેને ઉત્તેજન આપેછે તથા મદદ કરેછે તેથી તેમની ગાંઠ સજ્જડ બંધાયછે. અને તેમને પુષ્ટિ મળેછે, તથાપિ તેમના છલ કપટનું જાહેર રીતે તેઓ કદિ અભિમાન કરી શકતા નથી તથા પોતાની એકત્રતા પ્રકટ કરી શકતા નથી. ચોરોમાં પણ પ્રમાણિકપણું હોયછે એમ આપણે વારંવાર કહિયે છિયે. તેનો અર્થ એવો છે કે અપ્રમાણિકપણાની ગાંઠથી એકઠા થયેલા ચોર લોકો પણ અમુક નિયમો જે તેમની પ્રતિષ્ઠાહીન ટોળીને ટકાવી રાખવામાં સહાયભૂત છે, એમ અનુભવથી તેમને માલૂમ પડયું હોયછે તે નિયમોને આધિન રહી ચાલેછે.

હસ્ત ક્રિયાનાં કામ ખેતી–વાડી, અને વેપારમાં, ઘણા માણસની સહાયતાથી તથા સમૂહથી કેટલું બધું કામ કરી શકાય છે તે વિષે તમારા અર્થશાસ્ત્રના પુસ્તકોમાં તમે વાંચ્યું છે. જ્યારે લોક એકઠા મળીને સાથે કામ કરે, અને તે એકઠા થયેલા લોકમાંહેનો પ્રત્યેક જણ હર કોઈ સામાન્ય મહાનહેતુ પાર પાડવાના કામમાં, પોતાનો ધર્મ, ગમે તેવો નજીવો હોય તોપણ બજાવેછે. તેથી કેટલે દરજ્જે વધારે સારી રીતે અને સસ્તાઈથી તથા ઝડપથી

સામાન બનાવી શકાય છે, તથા કામ પાર પડેછે અને વેગળાના કારણથી જે હરકતો થતી હોય તે દૂર થાયછે.

આ ઉપરથી આપણને એમ સમજાય છે કે, આપણી જીંદગીના દરેક ધંધામાં પછી તે ધંધો સારો હોય, અથવા દુર્ભાગ્યે નઠારો હોય, તોપણ એકલા રહિને કામ કરવા કરતાં એકઠા મળી કરવાથી માણુસ ઘણું વધારે કામ કરી શકેછે.

અહિંયાં પાઠશાલામાં એક બીજા સાથે રહી એકઠા મળી કામ કરિયે તો આપણને કેટલો બધો લાભ થાય, તથા આ પાઠશાલાનો ઉદ્દેશ જે સામાન્ય હેતુ તરફ એટલે સર્વેનું કલ્યાણ કરવા માટે છે તે પાર પાડવામાં તમે પ્રત્યેક જણ પોત પોતાને ભાગે પડતો આશ્રય આપો તો કેટલી બધી સહાયતા કરી શકો તેનો વિચાર આપણે ભેગા થઇને આજ કરવો જોઈયે.

માત્ર સોબતિયોની સંખ્યા ઉપર આધાર રહીને જે આશ્રય આપણને આ પાઠશાલામાં મળેછે તે વિષે મેં તમને કહી બતાવ્યું છે. અહિં આપણે ઘણા જણ એકઠા થયા છિયે તેથીજ કેવી સારી રીતે રમત રમી શકિયે છિયે, તથા ગમત કરિયે છિયે; એ રમત તથા ગમત થોડામાં એવી રીતે થતી નથી તે પ્રમાણે જ્યારે આપણે ઘણા એકઠા હોઇયે છિયે ત્યારે આપણા વર્ગમાં એક બીજાની સાથે અભ્યાસમાં મુકાબલો તથા ચડસાચડસી કરવાથી મળતા ઉત્તેજનનો લાભ પણ આપણને મળેછે. અને સામાન્ય રીતે કહિયે તો આપણાં સર્વ કૃત્યમાં સોબત તથા સ્તુત્ય હરિફાઇથી મળતા ઉત્તેજનમાં, ઉમેરો થાયછે. હવે આ એક મ્હોટો લાભ છે પણ એ સોબતિયોની સંખ્યાથી માત્ર એટલોજ લાભ આપણને થતો નથી. તેમજ આ લાભ કંઇ મુખ્ય લાભ નથી. આ સાંખ્યિક બલ કેહેવાય. એ

સિવાય એક બીજું બલ છે, તેને મને લાગે છે કે માનસિક બલ કહિયે તો ચાલે એ બલમાં સાંખ્યિક બલ કરતાં ઘણો વધારે પ્રભાવ રહેલો છે. અને એ પ્રભાવથી એકના આચરણની બીજાના આચરણ ઉપર અસર થાયછે તથા એકની મનોવૃત્તિની અસર બીજાની મનોવૃત્તિ ઉપર થાયછે. "સોબત તેવી અસર" એ સાધારણ કેહેવત છે અને તે આપણે ખરી માનિયે છિયે, અને તેનો અર્થ પણ એવો થાયછે કે એક મનોવૃત્તિની અસર બીજી મનોવૃત્તિ ઉપર (સહવાસથી) થાયછે. હવે, અહિં આપણે બહુ મનોવૃત્તિયોવાળા એકઠા થયા છિયે; આપણે એક બીજાની મનની વૃત્તિ ઉપર કેવી રીતે અસર કરિયે છિયે ? આ પ્રશ્ન એવું છે કે તે વિષે વિચાર કરી તેનું ઉત્તર મારી સાથે રહી તમારે આજે આપવું જોઈયે. જ્યારે ઘણા માણસોની સંખ્યા એકઠી થાયછે ત્યારે પ્રત્યેક માણસે એક બીજાને મદદ કરવીજ જોઇયે, એમ આપણા સમજવામાં આવ્યું. તથા કુલ સંખ્યા પૈકી દરેક જણે સર્વના સામાન્ય હિતઅર્થે કંઇ પણ સહાયતા કરવી જોઇયે એ પણ આપણને સમજાયું, તો હે મારા મિત્રો, આ આપણી પાઠશાલાના સામાન્ય હિત અર્થે એવી મદદ આપણામાંના પ્રત્યેકે કરી છે કે નહિ ? જ્યારે ઘણા માણસો એક બીજાના સમાગમમાં આવેછે ત્યારે એકની મનોવૃત્તિ બીજાના મન ઉપર અસર કરેછે, તથા એકનામાં રહેલો ગુણ બીજાનામાં આવેછે એમ આપણે કહી ગયા છિયે, તો હે મારા મિત્રો, આપણી મનોવૃત્તિએ તેમજ આપણામાં રહેલા ગુણોએ, આપણી આસપાસ જેઓ રેહેછે તેમની મનોવૃત્તિ તથા તેમના ગુણો ઉપર સામાન્ય હિતઅર્થે સહાયભૂત થઈ પડે તેવી રીતે અસર કરી છે એમ આપણું અંતઃકરણ સાક્ષી પૂરેછે ?

આપણામાંના મ્હોટી ઉંમરના તથા કુશલ, તેમજ ન્હાની વયના તથા મંદબુદ્ધિવાળા પણ, પોતાની એકની વર્ત્તણૂકથી પોતાના પાડોસમાં રેહેનારના મન ઉપર તેમજ આખી પાઠશાલા ઉપર સારી અથવા નઠારી અસર કેટલે બધે દરજ્જે કરી શકેછે, તેનો વિચાર કરતાં વિસ્મય પામી જવાયછે. આ વાત આ પાઠશાલામાંના સર્વને માટે ખરી છે, અને તે ન્હાની વયના તેમજ મ્હોટી વયનાને સરખી રીતે લાગુ પડેછે. આપણામાંનો દરેક જણ બીજા બધાને વધારે સારો કરવામાં ઘણી મદદ કરી શકે એમ છે. આ વાત સઘળા કુમારને એક સરખી રીતે લાગુ પડેછે, એ ખરૂં છે, તથાપિ વિશેષે કરીને ઉપલા વર્ગના કુમારોને વધારે લાગુ પડેછે. અને હે ઉપલા વર્ગના કુમારો! (જેમને હુ ઉપદેશ કરૂંછું) તમને વિશેષે કરીને આ વાત લાગુ થાયછે. ઉપલા ત્રણ વર્ગના મારા મિત્રો, આ બધી પાઠશાલાને વધારે સારી સ્થિતિમાં લાવવામાં મદદ કરવાની મોટી જવાબદારી તમારે શિર છે. માટે તેનો વિચાર તમે આજ કરો એમ મારૂં કેહેવું છે; પણ તમારી ફરજ બજાવ્યાથી જે માન અને કીર્ત્તિ તમને મળશે તે આ જવાબદારીના પ્રમાણમાં બરોબર છે, માટે મારા મિત્રો! એ માન અને કીર્ત્તિ મેળવવાનો લાભ તમે ખોશો નહિ. તમારે નક્કી સમજવું કે તમારાથી ન્હાના કુમારો તમામ તમારી વર્ત્તણૂક ભણી તથા તમે તેમને જે દાખલો કરી બતાવોછો તે તરફ નજર રાખેછે. માટે આપણા મૂળ દૃષ્ટાંત ઉપર જઇ બોલિયે તો તમારા અવાજના પડઘા પ્રમાણે આખી પાઠશાલાનો અવાજ થશે. (અર્થાત્ તમારી વર્ત્તણૂક ઉપર આખી પાઠશાલાની વર્ત્તણૂકનો આધાર રહેલો છે) તમે અગ્રેસર છો. અને તમારાથી ન્હાની વયના કુમારો તમને અનુસરીને ચાલનારા છે, માટે એમને ખરે માર્ગે ચડાવવાનું લક્ષમાં રાખજો.

હવે આ હેતુ પાર પાડવા માટે એકત્ર થઇ કામ કરવાનું હું તમને કહુંછું. એક બીજા સાથે ઘણા મિત્રભાવથી વર્તવું જોઇયે. તેમાં વિશેષે કરીને ઉપલા વર્ગના કુમારો! તમારે એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે. અને ઉપયોગી કાર્યો કરવામાટે એકત્ર થવા પ્રયત્ન કરવો જોઇયે. આ પ્રમાણે સંપ કરવાથી જેઓ તમારી વર્ત્તણૂક ઉપર નજર રાખી ચાલેછે, તેમના મન ઉપર અસર કરવામાં તમે વધારે સબલ થશો. પેહેલા ત્રણ વર્ગના કુમારમાંહેનો દરેક, પરમેશ્વર માથે રાખી, પોતાની બધી ફરજ ઉલટભેર બજાવવાનો, તેમજ પોતે સદાચરણથી વર્ત્તવાનો યત્ન કરશે તથા સર્વના કલ્યાણને અર્થે ઇચ્છા રાખી મિત્રભાવથી એકત્ર થશે તો, તેથી તેઓ સર્વનું ભલું કરવામાં એટલી બધી અસર કરશે કે તેની તુલના થઈ શકશે નહિ. આખી પાઠશાલામાં એક સારો કુમાર હોવાથી તેની વર્ત્તણૂક બીજા બધા ઉપર વિચિત્ર અને ઉમદી અસર કરેછે, એ તમારામાંના કેટલાકે જોયું હશે; એવીજ વર્ત્તણૂક આખા ત્રણ વર્ગના ૧૫-૧૬ એવા કુમારોમાં હોય અને તેઓ સામાન્ય કલ્યાણાર્થે એકત્ર થાય તો તેથી કેટલી બધી સારી અસર થાય તેનો વિચાર કરો. આ ઐકયતનું પરિણામ જેમ સારી કણુકનો રોટલો ઘણો મીઠો અને સ્વાદિષ્ટ થાયછે તેના જેવું છે.

તેથી, હે મારા મિત્રો, મારે તમને કેહેવાનું એ છે કે, તમે સર્વના હિતને અર્થે એકત્ર થાઓ. જે વસ્તુમાં કોલેજનું હિત નથી એમ જાણોછો તે વસ્તુનો ત્યાગ કરવામાં, એક બીજાને મદદ કરવા તથા સહાયભૂત થવા, એકમત થાઓ. જ્યારે જ્યારે તમે નીચ તથા તોછડી બોલી બોલતાં કોઇને સાંભળો, અથવા અયોગ્ય અથવા અપવિત્ર વાતચીત સાંભળો, અથવા શબ્દથી અથવા કૃત્યથી ખરાબ અસર કરે એવી કંઈ પણ બાબત તમારા જાણવામાં

આવે ત્યારે એ બંધ કરવા એક બીજાને તમારે સહાય કરવી જોઇયે. તમારાથી ન્હાના છોકરાઓને પાઠશાલાના નિયમ પ્રમાણે વર્ત્તવાને સમજ આપવામાં તથા તેમનાથી બની શકે તેવી સારી રીતે અભ્યાસ કરવામાં તથા એક બીજા પ્રતિ મમતાથી અને નમ્રતાથી વર્ત્તવા અને ટુંકામાં રાજકુમાર કોલેજમાં રાજાના કુમારોને મન-કર્મ અને વચનથી જેવી રીતે વર્ત્તવું જોઇયે તેવી રીતે વર્ત્તાવવામાં તમારે એક બીજાને મદદ કરવી જોઇયે, તથા તમારા શિક્ષકોને પણ આશ્રય આપવો જોઇયે.

તમારે કેવી રીતે એકત્ર થવું તે વિષે મારે તમને કહી બતાવવાની ઇચ્છા નથી. એ વિષેની ગોઠવણ તો મારા કરતાં તમે તમારી મેળે સારી રીતે કરી શકો એવા છો. તેમ છતાં એટલું હું કહુંછું કે સારૂં કૃત્ય હોય તેની સામે કદિ થવું નહિ. અને જે નરતું કૃત્ય હોય તેની સામા હમેશ થવું. એપ્રમાણે વર્ત્તવા તમે સૌ એકમત થાઓ અને સૌનો સામાન્ય વિચાર એવી રીતનો કરો. આ માર્ગે વર્ત્ત્યાથીજ તમને પ્રતિષ્ઠા તથા સુખ પ્રાપ્ત થશે. પણ મારી માન્યતા પ્રમાણે તે માર્ગ તમને બતાવવામાટે ઈશ્વરની પ્રાર્થના કર્યાવિના તથા તેની સહાયતાવિના, તમને તે માર્ગ જડશે નહિ.

ન્હાના કુમારોને તમારે દોરવા એમ હું તમને કહુંછું. તેમજ તમારે યાદ રાખવું જોઇયે કે તમને પણ દોરનાર છે અને તમારે સારે રસ્તે ચાલવું હોય તો તમારે તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું જોઇયે. એ દોરનાર પરમેશ્વર છે. એ દોરનાર પરમાત્મા અને તમારૂં અંતઃકરણ છે, જે ઈશ્વરી વાણી છે. અને તેની પ્રેરણાને અનુસરીને તમે વર્ત્તશો તો મને ખાતરી છે કે તમે ખોટે માર્ગે નહિ જાઓ. આવી ઉંચ બાબતનું તમને સદા સ્મરણ રેહેવાને તથા ઈશ્વર અને મા-

ણુસપ્રતિ તમારી ફરજ બજાવવાનું નિત્ય ધ્યાનમાં રેહે-
વામાટે અને પરમેશ્વરની પવિત્ર સાનિધ્ય સદા તમારીપાસે
છે એમ નિરંતર લક્ષમાં રાખવા તમારે એક બીજાને સ-
હાય કરવી જોઇયે. તમે સૌ, જેમની સાથે હું આ સંભા-
ષણ કરૂંછું તે બધા, એક ધર્મ પાળો છો, તો કોઈ કોઈ વ-
ખતે એકઠા થઈ તમારા સૌ ઉપર તથા આપણી બધી પા-
ઠશાલા ઉપર પરમેશ્વરનું આશીર્વચન તમારે યાચવું જોઇયે.
આ વાત હું તમને આજ્ઞા તરીકે કેહેતો નથી, પણ માત્ર
સૂચના તરીકે કહુંછું. મારે તો માત્ર તમને એટલુંજ કે-
હેવાનું છે કે, તમે એકત્ર થાઓ, અને એકત્ર થઈ સર્વના
હિતઅર્થે સહાયતા આપો—એક બીજાને આશ્રય આપવો—
અને આપણ સર્વને આશ્રય આપો.

તમારે મને પણ મદદ કરવી જોઇયે એવી પણ મારી
માગણી છે. આ વિદ્યાલયના શ્રેયમાટે અહિં રહી કામ ક-
રવું એ મારો પવિત્ર ધર્મ છે. અને એ મારે માથે મોટો
જુમ્મો છે, માટે જો પરમેશ્વર કૃપા કરીને આ પાઠશાલાને
આશીર્વચન દે તો અહિં રેહેનારા બીજી રીતે સારા ડાહ્યા
થાય તેના કરતાં વધારે સારા અને ડાહ્યા નિવડશે. મારા
કાર્યબંધુઓની સાથે રહી મારે જે કામ કરવાનું છે તે આજ
છે, અને મને ભરોંસો છે કે પરમેશ્વર તે કાર્યમાં મને સ-
હાયતા કરશે. પણ મારા એકલાથી ઘણુંજ થોડું થઈ શકે.
તમારી જો મને સહાયતા હશે તો હું ઘણું કરી શકીશ.
માટે મારે તમને કેહેવાનું કે હે મારા મિત્રો, તમારાથી જે-
ટલી મદદ અપાય તેટલી મને આપો. અને પાઠશાલાના
નિયમ બધા પાસે માન્ય કરાવી પળાવવામાટે તમારાથી
બનતો પ્રયત્ન કરો. જ્યારે તમને કંઈ પણ ખોટું કૃત્ય
થતું માલુમ પડે, અને તે અટકાવવાનું તમારાથી ન બની
શકે, ત્યારે તે દુષ્કૃત્ય કરનારને એમ ન કરવા ચેતવણી
આપી એ વાત મારે કાને નાંખવી.

પણ જે કામ કરો તે ખરા ભાવથી અને નિષ્કપટથી કરો. લોકોને મોહોડા ઉપર જે વાત કેહેતાં તમને બીક લાગે તે વાત તેમની પીઠ પછવાડે કરવી નહિ. કારણ કે ઈશ્વર સાક્ષી છે કે છૂપી ચાડી અગર કોઈ હલકી ચુગલી અથવા બે આબરૂવાળી વાતને ઉત્તેજન આપવું એ મને પસંદ નથી. માત્ર સારી બાબતોને જ ઉત્તેજન આપવાનું મને ગમે છે. હરકોઈ બાબત જેવા ભાવથી કરવામાં આવેછે તે ઉપર તેનો આધાર રેહેછે. અને જો આ વિદ્યાલયમાં હું પસંદ ન કરૂં તેવી કંઈ બાબત તમારી નજરે પડે તો હું ધારૂંછું કે મને ચોખી રીતે તે બાબત વિદિત કરવાનો તમારો ધર્મ છે. પણ તે તમારા પડોશીનીપ્રતિ દ્વેષ રાખીને અથવા તમારે તેની સાથે વેર અથવા શત્રુવટ હોય તેનેલીધે કેહેવી નહિ. માત્ર સર્વના હિતને અર્થે હોય તોજ કેહેવી. કેમકે જે ખોટું કૃત્ય તમે થતું જોયું હોય તે એ હિતને હાનિ પોહોંચાડેછે.

માટે મારૂં કહેવું એમ છે કે તમારે એક બીજાને મદદ કરવી, તેમજ શિક્ષકોને તથા મને પણ મદદ કરવી અને શુભ કૃત્ય કરવામાં જો આપણે સૌ એકઠા મળી એક બીજાને સહાયતા કરીશું તો તેનું પરિણામ ઘણું આનંદકારક થશે.

---

## ૯ काल.

જેમ કેટલાએક દ્રવ્યના મૂલ્યનો વિચાર લાવ્યાવિના ખુટતાંસુધી ખર્ચ કર્યાં જાયછે, તેમ ઘણા માણસ પોતાનો કાલ પણ નકામો ગુમાવેછે, કલાકો નકામા જવા દેછે. અને પછી જ્યારે જીવિતની ઉત્તરાવસ્થા આવવાની તૈયારી થાયછે, ત્યારે કાલનો વધારે સારો ઉપયોગ કરવાની ફરજનું તેમને ભાન આવેછે, પણ તેટલામાં તો બેપરવાઈ અને

આલસની ટેવ સજ્જડ પડી ગયેલી હોયછે. જે બંધનથી પોતે પોતાની મેળે બંધાઇ ગયા હોયછે, તે બંધનથી મુક્ત થવા તેઓ સમર્થ થઈ શકતા નથી. ખરચેલું દ્રવ્ય ઉદ્યોગથી પાછું મળે, વિસરેલું જ્ઞાન અભ્યાસથી પાછું પ્રાપ્ત થાય, શરીરની ખોઈ દીધેલી આરોગ્યતા, મિતાહાર અને ઔષધથી પાછી આવે, પણ ગયેલો કાલ પાછો આવતોજ નથી.

(સ્માઇલના બનાવેલા સ્વાશ્રયમાંથી.)

તા. ૨૦ જાન્યુઆરી ૧૮૯૦.

પખવાડિયા પેહેલાં મેં તમને એવો પ્રશ્ન પૂછ્યો હતો કે આ વર્ષના પ્રસંગોનો કેવી સારી રીતે આપણે ઉપયોગ કરવો જોઇયે? અને મેં કહ્યું હતું કે તેને માટે પદ્ધતિ અને ઉત્સાહ સાધનરૂપ છે, તેનો અંગીકાર આપણ સર્વથી થઈ શકે એમ છે. હવે હું જીવિતમાં મળતા કેટલાક સામાન્ય પ્રસંગના ઉપયોગવિષે, તથા વિશેષે કરીને ૧ કાલ, ૨ દ્રવ્ય, ૩ સ્વસત્તા, ૪ આરોગ્યતા, ૫, ઉપભોગ, ૬ ચિન્તાવન એ છ વિષયવિષે વધારે વિસ્તારથી બોલવા ધારૂંછું. પ્રથમ તો આપણે કાલના ઉપયોગવિષે વિચાર કરિયે, આજ આપણેમાટે એટલું બસ છે.

આપણે જાણિયે છિયે કે, કાલ એ માત્ર આ જગતને માટેજ છે. એ સંજ્ઞાવડે મનુષ્યના અસ્તિત્વનાં અંતવાન કૃત્યો આપણે દર્શાવિયે છિયે, એ એક સ્વાભાવિક નિયમિત ક્રમ છે, અને આપણા જીવિતનાં કર્ત્તવ્ય કર્મોની વ્યવસ્થા બરોબર અને નિયમિત રીતિથી કરવામાં આપણને તે સહાયતા કરેછે. પણ આપણા નાશવંત જીવિતરની સીમા જે સ્થિતિઓને આધારે બંધાયછે, તેઓનેલીધે આપણે અંતર તથા કાલની મર્યાદા ગણિયે છિયે; પણ જ્યાં સીમા બંધાયેલી નથી, જેમ કે પરમેશ્વરના સંબંધમાં, જ્યાં આદિ તથા અંત નથી, ત્યાં કાલના ખ્યાલનું અસ્તિત્વ હોયજ નહિ,

કારણ કે કાલનો તો અંત છે અને પરમેશ્વર અનંત છે; કાલમાત્ર આ મૃત્યુલોકનેજ માટે છે, બીજાને માટે નથી. જેમ આપણી પૃથ્વી અનહદ વિશાલ નભમંડલમાં એક ચાંદરડા જેવી છે. તેમ કાલ ચિરકાલપણા રૂપી અપાર મહાસાગરમાંથી બની ગયેલા ગોળ ટીપા જેવો છે.

અને મને લાગેછે કે આ વિચારની છાયા હિંદુઓનાં પ્રાચીન પુરાણો જેમાં યુગોના ઘણા લાંબા અને અતર્ક્ય વિભાગો કરેલા છે, તેમાં બતાવેલી છે. એવું કેહેવાયછે કે સત્યયુગ ૧૭,૨૦,૦૦૦ વર્ષ ચાલ્યો, ત્રેતાયુગ ૧૨,૯૬,૦૦૦ વર્ષ ચાલ્યો, દ્વાપરયુગ ૮,૬૪,૦૦૦ વર્ષ ચાલ્યો, અને કલિયુગ ૪,૩૨,૦૦૦ વર્ષ ચાલવાનો છે, તેમાંથી આશરે ૫૦૦૦ વર્ષ વીતી ગયાં છે. આવા અતિ લાંબા યુગ, સૃષ્ટિના પ્રારંભથી જેમ જેમ વધારે પાસે પાસે તેમ તેમ તેઓનો વિસ્તાર લાંબો ગણવામાં આવ્યો છે; આની સાથે બ્રહ્માનો એક દિવસ જે એક હજાર કલિયુગ અથવા ૪૩,૨૦,૦૦,૦૦૦ વર્ષની બરાબર છે, તેની સરખામણી કરો. તે પરમેશ્વરની કૃતિ આગળ કાલ એ તે શું એની કાંઇ પણ ગણતરી કરવા સરખું નથી, એવી સત્યતા પ્રતિપાદન થવારૂપ જે વિચાર ઉત્પન્ન થાયછે તેને લીધેજ છે, કારણ કે ઈશ્વરી કૃતિમાં તો એક હજાર વર્ષ તે એક દિવસસમાન છે, અને એક દિવસ તે હજાર વર્ષસમાન છે.

પણ આપણા માટે તો કાલ એ શબ્દમાં કંઇક અર્થ રહેલો છે. અને તે વળી મહાન્ અર્થ રહેલો છે. કાલ એટલે આ જીવિતનું પરિણામ તથા યોગ્યતા, જ્યાં કાલનું અસ્તિત્વ નથી એવા બીજા જીવિતે આપણને પોહોંચાડી દેછે. વળી તેનો બીજો અર્થ જીવિતની અવસ્થાઓ તથા પ્રસંગોની વ્યવસ્થા તથા વિભાગ એવો પણ થાયછે; જો એ બરાબર રીતે પાળવામાં આવે તો તે આ-

પણ સર્વેને પાળવાના જે ધર્મ તે બજાવવામાં આપણને ઉપયોગી થઈ પડેછે. આપણે આપણી વેળાનો ઉપયોગ બરાબર રીતે કરિયે છિયે કે કેમ? વિચારથી તથા સંભાલથી આપણે કાલ ગમન કરિયે છિયે કે નહિ? માણુસ તથા પરમેશ્વરપ્રતિ આપણા ધર્મ બજાવવામાં આપણે કાલનો ઉપયોગ સંપૂર્ણ રીતે કરિયે છિયે કે નહિ? આ પ્રશ્નો અગત્યના તથા બહુ વિચાર કરવા જેવા છે. અને તેનું ઉત્તર દેવામાં આપણે વાર કરવી જોઇયે નહિ; આપણે ઉત્તર દઈયે છિયે તેટલામાંજ ક્ષણો ચાલી જાયછે, એટલે કે લાભકારક કૃત્યનો કાલ વીતી જાયછે. પ્રત્યેક કાલ આપણી પાસેથી કંઈક હરી લેછે, તેમજ જીવિતનો કંઈક ભાગ પણ હરી લેછે, અને ચિરકાલ સ્થિતિની સીમા ભણી આપણને સત્વર ખેંચી જાયછે.

કાલનો આપણે ઉપયોગ કરવાની અતિશય અને નિરંતર અગત્યનો વિચાર કરતાં, મારા મિત્રો, નક્કી એમ છે કે, પ્રત્યેક પ્રાતઃકાલના શાન્ત સમયમાં પથારીમાંથી ઉઠતી વેળાએ પ્રત્યેક જણે પોતાના મનમાં ગંભીરપણે થોડી એક ક્ષણ એવો વિચાર કરવો કે, ઉત્તમ પ્રકારે આપણે કેવી રીતે આજનો દિવસ નિર્ગમન કરી શકીશું. અને આમ કરવામાં જે કાંઈ થોડી ક્ષણ જાય તેનો આ કરતાં કોઈ બીજા પ્રકારમાં વધારે સારો ઉપયોગ કર્યો ગણાશે નહિ.

પ્રત્યેક પલ અમૂલ્ય છે, અને તે પ્રત્યેક પલની સાથે તે પલમાં બજાવવાનો ધર્મ તથા તેના સંબંધનો પ્રસંગ લાગુ રહેલો હોયછે; અયોગ્ય રીતિએ ખોઈ દીધેલી પ્રત્યેક ક્ષણ એ કાંઈ પણ વસ્તુ ખોયા બરાબર ગણવી, અને વિશેષમાં એમ સમજવું કે એ ખોવાયેલી વસ્તુ એવી છે કે જે ફરીથી પ્રાપ્ત થનારી નથી, કારણ કે ખોયો પ્રસંગ ફરીને આવવાનો નથી. માટે આપણને જે વખત મળે તેમાં

આપણે ચંચલ અને ઉદ્યોગી થવું જોઇયે, તથા એમ જાણવું જોઇયે કે વખત એ આપણે માથે એક મોટી જવાબદારી છે; તેને માટે આપણે પરમેશ્વરને હિસાબ આપવો પડશે. મનુષ્યથી પરિપૂર્ણતાને પોહોંચાતું નથી. અને એક પલ પણ નકામી કદિ નહિ ગાળતાં આપણો સૂવાનો, ઉઠવાનો, પ્રવાસનો, ખાવાનો, કામ કરવાનો, અને વિશ્રાંતિ લેવાનો કાલ એવી રીતે વેહેંચી દેવો જોઇયે કે એક પલ પણ કદિ નકામી જાય નહિ, તથા પ્રત્યેક કૃત્ય બની શકે તેમ ઉત્તમ રીતિએ થઈ શકે, એટલે આવી રીતે વર્ત્તવાથી પાપ રહિત અને મનુષ્યને દુર્લભ એવું જીવિત નિર્ગમન થાય. અગર જો એપ્રમાણે બનવું અશકય છે, તોપણ આ ઉંચ પ્રકારનો મનોભાવ આપણ સર્વના મનમાં રેહેવો જોઇયે, અને ઉંચ ઇચ્છિત સ્થાનકે પોહોંચવાનો આપણે પ્રયાસ કરવો જોઇયે; અને આ સ્થાનકની સમીપમાં જેટલા પ્રમાણમાં હરકોઈ મનુષ્ય પોહોંચે છે, તેટલા પ્રમાણમાં સર્વ સ્થલમાં અને સર્વ સમયમાં તે શ્રેષ્ઠ ગણાયછે.

ત્યારે આ મનોભાવ પ્રમાણે થવા આપણે કેવી રીતે વર્ત્તવું જોઇયે. આ પ્રશ્ન એવું નથી કે જેનું ઉત્તર "આ કરો કે પેલું કરો" એમ કહીને મારાથી આપી શકાય. પૂર્ણતાને પોહોંચવાસારૂ ચીંધી શકાય એવો રાજમાર્ગ એ નથી તેમજ કોઈ સામાન્ય ગલી કૂચી નથી કે તેમાં પેઠાથી તે પ્રાપ્ત થઇ શકે. સર્વને માટે એકજ સરખો રસ્તો સદા ઉચિત હોતો નથી, પણ તે પ્રત્યેકની સ્થિતિ ઉપર ઘણો આધાર રાખેછે. મારે તો તમને સર્વને સામાન્ય રીતે લાગુ પડતી એક શિખામણ આપવાની છે, એ શિખામણ મેં મારા પ્રથમના ભાષણમાં તમને આપી હતી. અને તે એ છે કે, પરમેશ્વર સદા સમીપ છે, એમ તેનું પવિત્ર સાનિધ્ય તમે નિરંતર તમારા મનમાં રાખો; અને તેની દૃષ્ટિ

નીચે રહી તેની ઈચ્છાપ્રમાણે કૃત્ય કર્યા કરો. અને એ પ્રમાણે વર્ત્તવાના પ્રયત્નમાં જેટલા સફલ થશો તેટલા પ્રમાણમાં તમારૂં જીવિત યોગ્ય રીતે તમે નિર્ગમન કરી શકશો.

આમ છતાં પણ મારે તમને કેટલાક થોડા અનુભવસિદ્ધ વિચારો જણાવવા જોઇયે. આ વિચારો પદ્ધતિથી કામ કરવાના પરિચય સાથે સંબંધ રાખેછે, અને તે પાળવામાટે મેં એક પખવાડિયા ઉપર ભલામણ પણ કરી હતી.

તમારા દિવસના વિભાગ પાડો, તમારાથી જેટલું નિયમિતપણું સચવાય તેટલું સાચવી રાખો. મારો કેહેવાનો ભાવાર્થ સમજવાસારૂ હું તમને એક મહાન્ પુરૂષના દૃષ્ટાન્તનો આધાર આપુંછું. એ મહાન્ પુરૂષે જાતે પોતાનો વૃત્તાંત લખ્યો છે, તે તમારી ઇચ્છા હશે તો તમે સઘળા વાંચી શકવા સમર્થ છો.

બેન્જામિન ફ્રેંકલીન એક નિરાધાર પરદેશી તરિકે સત્તર વર્ષની વયે ફીલાડેલ્ફિયા શેહેરમાં આવીને રહ્યો હતો. તે વખતે તેના ખીસામાં એક ડાલર (બે રૂપિયા) હતો. પોતાની જાતહોશિયારી તથા ઉદ્યોગથી તે તેના વખતના ઘણા પ્રખ્યાત વર્ત્તમાનપત્ર લખનારા રાજપ્રકરણીય એલચિયો, રાજનીતિજ્ઞ પુરૂપો અને વિદ્વાનોમાં સર્વથી શ્રેષ્ઠ પંક્તિને પોહોંચ્યો; અને ચોરાશી વર્ષની વયે મરી ગયો. તે વખતે અમેરિકન લોકોમાં ઘણી મહત્તાને પામ્યો હતો તથા તેની કીર્ત્તિ ઘણે ઠેકાણે અત્યંત પ્રસરી હતી.*

પોતાની જાતના શ્રમથી તે વિજયી થયો હતો. લગભગ એક સૈકા પેહેલાં ઇ. સ. ૧૭૯૦ માં તે ગુજરી ગયો, તે વખતથી તેની હયાતીમાં જે તેની કીર્ત્તિ હતી તે વધતી જાયછે, કોઇ પણ અમેરિકાના વાસીને પોતાના સ્વદેશિયો

---

* એનસાઇકલોપિડિયા બ્રિટાનિયાના પુસ્તક ઉપરથી.

તરફથી એના જેટલું વિવિધ પ્રકારનું અને ભારે માન કદિ મળ્યું નથી. યુનાઇટેડસ્ટેટ્સમાં એકે એવું રાજ્ય નથી, તથા એવાં થોડાંજ પ્રગણાં હશે કે જેમાં ફ્રાન્કલીન નામનું શેહેર નહિ હોય. (આંહિયોમાં એ નામનાં ઓગણીસ છે) એવું કોઇપણ શેહેર નથી કે જે તેના "ફ્રાન્કલીન મેહેલાનું" અથવા "ફ્રાન્કલીન ચોકનું" અથવા "ફ્રાન્કલીન હોટલનું" અથવા "ફ્રાન્કલીન બેંકનું" અથવા "ફ્રાન્કલીન ઈન્સ્યુરન્સ (વીમોઉતારનારી) કંપની" આદિ અભિમાન ધરાવતું નહિ હોય. એની મૂર્ત્તિ અથવા ચિત્ર પ્રત્યેક ઠેકાણે છે, તેમજ ઘણાં ખરાં મ્હોટાં શેહેરોની જોવા યોગ્ય વસ્તુઓમાં ફ્રાન્કલીનનું સ્મરણ રેહે એવી કંઈ પણ વસ્તુ હોયછે.

તે અનુપમ બુદ્ધિવાળો માણસ હતો એ નિઃસંદેહ છે, તેમ તેનામાં ઘણી સ્વાભાવિક શક્તિ હતી એ વાત પણ નિઃસંદેહ છે, પણ બીજા સર્વ ગુણો કરતાં તેનામાં એક વિશેષ ગુણ એ હતો કે, તે વખતનો સંભાલથી ઉપયોગ કરતો હતો, તે પોતાના વૃત્તાંતમાં આપણને કેહેછે કે વાંચનવિના બીજી સર્વ પ્રકારની ગમતનો મેં એક સમયે ત્યાગ કર્યો હતો; કલાલના પીઠામાં અથવા કોઈ જાતની રમત ગમતમાં તે કંઇ પણ વખત ગુમાવતો નહિ, અને પોતાના કામમાં એટલે છાપખાનાના કામમાં તેનો પરિશ્રમ અથાક હતો. સદ્ગુણોની યાદી કરી તે ઉપરથી તે પોતાની જાતની હમેશાં પરીક્ષા કરતો; અને સદ્ગુણો માંહેનો એક ગુણ "નિયમ" હોવાથી દરેક કામ તેના નિમેલા વખતે થાય તે માટે તેણે પોતાના ઉપયોગસારૂ સ્વાભાવિક દિવસના ચોવીસ હોરામાં પ્રત્યેક હોરાએ શું શું કામ કરવું તેની યોજના કરી હતી, એ યોજના હું હવણાં તમને કહુંછું. આપણામાંના પ્રત્યેકે પોતાને માટે આના જેવી કંઈ પણ યોજના ઘડવી જોઇયે.

| સવાર. | | હોરા. |
|---|---|---|
| પ્રશ્ન. આજ મારે સારૂ શું કરવું જોઇયે? | ૫ ૬ ૭ | ઉઠવું, ન્હાવું ધોવું. અને પછી પરમેશ્વરની પ્રાર્થના કરવી. દિવસમાં શું કરવું તેની યોજના કરવી. અને તે દિવસનો કરેલો નિશ્ચય પેશ લઈ જવો. ચાલતો અભ્યાસ પ્રારંભવો. |
| | ૮ ૯ ૧૦ ૧૧ | કામ કરવું. |
| બપોરે. | ૧૨ ૧ | વાંચવું, ખર્ચનો હિસાબ તપાસવો ને જમવું. |
| બપોર પછી. | ૨ ૩ ૪ ૫ | કામ કરવું. |
| સાંજરે. આજ મેં સારૂં શું કર્યું છે? | ૬ ૭ ૮ ૯ | ચીજો બરાબર પોતપોતાને સ્થાનકે મૂકવી, વાળુ કરવું, ગાયન કરવું; અથવા ગમત કરવી અથવા વાગ્વિનોદ કરવો, દિવસ કેવી રીતે ગાળ્યો તેનો પોતાને હિસાબ આપવો. |
| રાત્રે. | ૧૦ ૧૧ ૧૨ ૧ ૨ ૩ ૪ | ઊંઘવું. |

હવે આ રીતની યોજના અહિં આપણને એટલીજ ઉપયોગી થવાની અને વળી એ કરતાં વધારે સુલભ થવાની, કેમકે અહિં ભરતખંડમાં ભિન્ન ભિન્ન કામમાટે દિવસના હોરાના સ્વાભાવિક રીતે વિભાગ થઈ જૂદા જૂદા વિભાગો જૂદા જૂદા ઉદ્યોગ માટે કામે લગાડી શકાય એમ છે. આ

દેશની હવા તથા રીવાજ બન્ને એવાં છે કે, વેહેલાં સૂવાનું તથા વેહેલાં ઉઠવાનું ઘણું અનુકૂલ પડેછે. માટે ઉનાળામાં કે શિયાળામાં, તમારે વેહેલા સૂઈ જવું, અને સૂર્યોદય થયે ઉઠવું, એ સારૂં છે, અને અગત્ય કરતાં વધારે વખત આપણે સૂવાનું કારણ નથી. માત્ર પ્રત્યેક જણે જેવી તેની અરોગતા તથા તેનું બલ (એ દરેક જણ પોતપોતાને માટે જાણી શકેછે) તે પ્રમાણે નિદ્રા લેવી જોઇયે. સામાન્ય રીતે કહિયે તો નાની વયના તથા વૃદ્ધ માણસોને મધ્યમ વયના માણસો કરતાં વધારે વિશ્રામ જોઇયે છિયે. વળી મધ્ય રાત્રિ પેહેલાંની એક હોરાની ઉંઘ મધ્ય રાત્રિ પછીની બે હોરાની ઉંઘ બરાબર છે એમ જે કેહેવાયછે તે પણ કેટલેક દરજ્જે ખરૂં છે, માટે આ ઉપરથી વિચાર કરતાં એમ જણાશે કે જેટલા વેહેલા આપણે સૂઇયે તેમાં વધારે સારૂં છે. પણ તે વેહેલા સૂવામાં પણ યોગ્ય સીમા હોવી જોઇયે. કાલના સંબંધમાં વિચાર કરતાં વેહેલા સૂવાથી આપણાં શરીર બલિષ્ટ રેહેછે, એટલુંજ નહિ પણ તેથી આપણો કાલ પણ બચેછે.

પ્રાતઃકાલમાં પોફાટયે જ્યારે બધું શાન્ત હોયછે, ત્યારે આપણાં મન વિચાર તથા ચિન્તવન કરવા માટે સૌથી વધારે યોગ્ય સ્થિતિમાં હોયછે, એવિષે હું ધારૂંછું કે, આપણ સર્વેનો એક મત થશે. માટે આપણ સર્વેએ પ્રતિ દિવસ વેહેલા ઉઠવું, અને પ્રથમમાંજ પરમેશ્વરનું સ્મરણ કરવું, એ સારૂં છે. વળી હિંદુસ્તાનની હવા એવી છે કે, માત્ર સવાર તથા સાંજરે ઘરની બાહાર નીકળી કસરત લેઈ શકિયે, માટે પ્રતિ દિવસ સવારમાં ઘોડે બેસવાની, ચાલવાની, દોડવાની, ક્રીકેટ રમવાની, લોનટેનીસ રમવાની, શિકાર કરવાની, અથવા તમને જે ઠીક લાગે તે કસરત કરવી. સવારમાં એટલી વેહેલી કસરત કરવાથી તમારૂં મન સુધરશે, અને પ્રફુલ્લિત રેહેશે, અને તેથી તમારા શ-

રીરની આરોગતા જળવાશે. ત્યાર પછી બપોરે ઉષ્ણુ-
તાનો સમય થાયછે, માટે તે વેળાયે આપણાથી તડકામાં
બાહાર જઈ શકાય નહિ, એટલે સવારના દશ વાગતાથી તે
બપોર પછીના ચાર પાંચ વાગતા સુધીના સમયમાં, અમુક
કામ કરવાનો, વાંચવાનો, લખવાનો, તથા ઉદ્યોગમાં રેહે-
વાનો અમુક અમુક વખત નીમી રાખવો. દિવસે ઉંઘવું
નહિ. આપણું જીવિત ઘણુંજ ટુંકુ છે, માટે વખતનો
મ્હોટો ભાગ એવી રીતે નકામો ગાળવો જોઇયે નહિ.
વળી દિવસે ઉંઘવાથી કંઈ લાભ નથી પણુ ઉલટી તેથી
શરીરને કંઈક હાનિ થાયછે.

દશથી તે ચાર અથવા પાંચ વાગતાસુધીમાં છ અથવા
સાત હોરાનું અંતર હોયછે, માટે એ સમયમાં અથવા એ
સમયના બની શકે તેટલા વિભાગમાં તમારી જીંદગીનું જે
મુખ્ય કર્ત્તવ્ય હોય, તે કામમાં અથવા અભ્યાસમાં ચિત્ત
પરોવવું જોઇયે. તમારામાંના કેટલાકને તો મ્હોટી જાગી-
રનો હવે પછી વહિવટ કરવાનો છે, તેમનું કર્ત્તવ્ય કર્મ તો
દેખીતુંજ છે, અને તે જેવું કઠિણુ છે, તેવુંજ પ્રતિષ્ઠાપૂર્વક
પણુ છે. તમારામાંના બીજા કેટલાકને એવું કામ માથે પ-
ડવાનું નથી, અથવા કંઈ અધિકારની રૂઇયે, અથવા લોકો-
પકાર્થે કાંઈ કરવાનું નથી, તેમને મારે સલાહ આપવી જો-
ઇયે કે જેમાં તમારી બુદ્ધિ વધે અને સબલ થાય, એવા
અમુક નિયમિત અભ્યાસમાં તમારે કાલનો ઉપયોગ કરવો;
અને તેમાંજ લક્ષ આપ્યા કરવું. અને જો અમુક વિષય
પસંદ કરવાની છૂટ તમને સારા ભાગ્યે મળતી હોય તો જે
બાબત ઉપર તમને ખાસ પ્રેમ હોય, તથા જે બાબત જા-
ણુવાની તમને વિશેષ જીજ્ઞાસા હોય એનોજ અભ્યાસ ક-
રવો. સ્થાવર-જંગમ વિદ્યાસંબંધી તમને પ્રેમ હોય તો
તમારે તેના ઉપર વિશેષ લક્ષ આપવું. અથવા ઇતિહાસ
ઉપર હોય તો તે વિષે વાંચવું. અથવા ભૂસ્તરવિદ્યા ઉ-

પર પ્રેમ હોય તો તે વિષે વાંચવું, અથવા ગાયન ઉપર પ્રેમ હોય તો તે શિખ્યાં કરવું, અથવા વનસ્પતિસંબંધી તથા બાગ બગીચાની કેલવણીસંબંધી વિષય ઉપર પ્રેમ હોય તો તેવિષે વાંચવું, અથવા ભૂગોલ ઉપર પ્રેમ હોય તો સાહસિક કૃત્યસંબંધી તથા તે શાસ્ત્ર જાણનારાઓએ કરેલા પ્રવાસના સંબંધમાં જે પુસ્તકો હોય તે વાંચવાં. આ સઘળા વિષય ઉપર ઘણાં પુસ્તક છે, તેમજ બીજા ઘણા વિષયો ઉપર પણ ઘણાં પુસ્તક છે. એ પુસ્તક એવાં છે કે, તેથી તમારો કાલ નિર્ગમન થશે, તમારા વિચાર વિસ્તાર પામશે, તમારી વર્તણૂક સારા પાયા ઉપર આવશે, અને તેથી તમારા જાતિ ભાઇયોમાં તમે સહાયભૂત થઈ પડશો. અને પખવાડિયા પેહેલાં મેં તમને શિખામણ દીધી હતી કે તમારા સર્વ સામર્થ્યથી જેટલું બને તેટલું કરવું; તે શિખામણ બરાબર આવા પ્રકારની રોકાણને પણ લાગુ પડેછે. વિશેષે કરીને તમને જે બાબત ઉપર સ્વાભાવિક પ્રેમ હોય તથા જે વિષે તમારૂં વલણ હોય તેમાં તમારાથી જેટલું બને તેટલું તમારે કરવું. માટે વાંચવાને તથા લખવાને પણ અમુક સમય નિમી રાખવો, અને એ નિમેલા વખતપ્રમાણે નિયમથી વર્ત્તવું. સારૂં કૃત્ય ભાગ્યેજ તો થાયે બનેછે, પણ જે અત્યંત ઉદ્યોગી હોયછે, તેમને તો તેમના કામ ઉપરાંત પણ કામ કરવાને વખત મળેછે, અને તેથી સાધારણ કેહેવત છે કે ઉદ્યોગી પુરૂષોનેજ અવકાશ મળેછે.

લખવાનું તેમજ વાંચવાનું ચાલતું રાખ્યાં કરજો. તેમાં વિશેષે કરીને, હું તમને સલાહ આપુંછું કે સરકારી તથા ખાનગી પત્રોના ઉત્તર લખવાની ઘણીજ કાળજી રાખવી. અને આ કામને માટે પ્રતિદિવસ અમુક વખત ઈલાયદો રાખવાની કાળજી રાખવી. જે આપણી સાથે વાતચિત કરતો હોય તેને જો જવાબ ન દેઇયે તો તે અસભ્ય ગણાયછે. તો જે આપણને પત્રદ્વારાએ કાંઈ નિવેદન કરતો

હોય તેને જો ઉત્તર ન આપિયે તો તે શું તેટલુંજ અસભ્ય નથી?

તેમજ રોજનીશી રાખો. જે કાંઈ કામ કરો તેનો ટુંક વૃત્તાન્ત તેમાં રોજ લખવો, એ તમારાં કૃત્ય સ્મરણ રાખવાને તથા તમે કેવું જીવિત નિર્ગમન કરો છો તેનો ખ્યાલ લાવવાને ઉપયોગી થઈ પડશે; પેહેલાં તો તમારી મરજીમાં આવે તેટલું થોડું લખશો તો હરકત નથી, પણ પ્રતિ દિવસ કાંઈ પણ લખવું જોઇયે. અને તમને માલૂમ પડશે કે (તેથી) તમારો લખવાનો શોખ વધ્યો; અને જેમ વખત જશે તેમ તેમ વધારે લખી શકશો. જો તમને ઠીક લાગે તો જે કંઈ તમે કરો તેટલાનોજ નોંધ રાખવો એટલુંજ નહિ, પણ જે તમે જુઓ અથવા જે કંઇ રમુજી સાંભળો તેનો પણ નોંધ રાખવો. છોડ, પક્ષી અને બીજાં પ્રાણી જે તમારા જોવામાં આવે તે પણ તમારે લખી રાખવું જોઇયે. કઈ કઈ ઋતુમાં કિયાં પક્ષી આવેછે ને જાયછે, કિયાં ઝાડનાં પાંદડાં ખરી પડેછે, તથા બીજી બીના જે તમને રમુજી લાગે તે લખી રાખવી જોઇયે. જે કાલ વીત્યો તેમાં આપણે જે કાંઈ કરચું તેની એક નોંધ તરીકે એવા દિનચર્યાલેખ જોઈ તમને ત્યાર પછી પણ ઘણી ખુશી થશે. ચાલતા સમયમાં પણ તેથી તમને કેટલોક લાભ થશે; અને તે તમારૂં જીવિત ડાહાપણથી નિર્ગમન કરવામાં આશ્રયભૂત થશે.

અંતે કેહેવાનું એ છે કે, વસ્તુનો ઉપયોગ કરવો એટલુંજ નહિ, પણ તેને યોગ્ય ઠેકાણે ગોઠવી રાખવી એ પણ અગત્યનું છે, બેનજામીન ફ્રેન્કલીને પણ વસ્તુઓ બરાબર ઠેકાણે મૂકવી એમ પોતાની યોજનામાં જણાવી તે ઉપર લક્ષ આપ્યું છે, એ તમે જાણોછો. આ ઘણી અગત્યની વાત છે. કારણ કે એથી પણ ઘણો વખત બચશે.

દરેક વસ્તુ એવી જગ્યાયે રાખવી કે જ્યાંથી તમને ઝટ જડે. મને પણ ભાસેછે કે, મેં પોતે અવ્યવસ્થિત રીતે ચોપડિયો મૂકવાથી ખોળવામાં મેં મારી ઘણી વેળા ખોઈ છે; માટે વેળા જ્યાંસુધી આપણે સ્વાધીન હોય ત્યાં-સુધી આપણે તેનો ઉપયોગ કરવો જોઇયે. કારણ કે આપણી પાસેથી વહી જતાં તેને વાર લાગતી નથી. દિવસ પોહોંચે છે ત્યાંસુધી, એટલે કે, જીવિતના અજવાળાનો પ્રકાશ જ્યાં-સુધી આપણા ઉપર પડેલો રેહેછે ત્યાંસુધી આપણે કામ કરી શકિયે એમ છે; પણ મૃત્યુરૂપી રાત્રીનું અંધારૂં પડવાનું છે, તે વેળાએ કામ કરવાના દિવસો અસ્ત પામી જશે; આપણો દેહ છોડયા પછી જે જિંદગી ગુજારવાની આપણે ઇચ્છા રાખતા હોઇયે, તેવી રીતની જિંદગી ગુજારવાને માટે હવેથી આપણે નિત્ય પ્રયત્ન કરવો જોઇયે. મારા મિત્રો! આ વાતનું તમારે ઘણું મનન કરીને તે લક્ષમાં રાખવું. જ્યારે આપણે આ જગત્ છોડવાનો સમય આવે, ત્યારે આપણે આપણો વખત ગુમાવ્યો નથી, તથા આપણી જિંદગી આ-પણી ફરજ બજાવવામાં ગુજારી છે, એવો સંતોષ આપણને થાય તો એ સ્મૃતિથી આપણને કેટલું સુખ થશે? પણ એથી ઉલટી રીતે આપણા જીવિતમાં (સારાં કામ કરવા) જે જે અવસર મળ્યા હોય તેનો લાભ ન લીધો હોય, દિ-વસ અને વર્ષો ખોટે રસ્તે ગાળ્યાં હોય, આપણા પડોશીનું, કલ્યાણ કરવા આપણને જેમાં પ્રસંગ મળ્યા હોય તે પ્ર-સંગો આપણા પોતાનાજ એશ આરામમાં ગુમાવ્યા હોય, અને જે ઘડી પ્રભુ પ્રીત્યર્થે કામો કરવામાં જવી જોઇયે તે ઘડિયો આપણા સ્વાર્થને માટે પાપ કૃત્ય કરવામાં ગાળિયે તો તેવિષે આપણને પશ્ચાદવલોકન કરતાં કેટલો ખેદ થશે? આપણી ભૂલ સુધારવાસારૂ પછી છેવટની ઘડિયે વિચાર કરવો એ નકામું છે.

એક *કવિના નીચે જણાવેલા શબ્દોમાં આ વાતની સત્યતા ત્યારેજ આપણા સમજવામાં આવશે; અને તે વળી નિરંતરના પશ્ચાતાપ સાથે સમજાશે કેઃ—

(ગીતિ.)

ખેદયુક્ત જે શબ્દો, કલમે લખિયા વદ્યા જિભે અથવા;
તેમાં આ અતિ દુઃખદ,'બની શકત જો મન ધરશું હત કરવા.'૩૮

## ૬ નાણું.

"નાણાનો સદુપયોગ કરવો અને તેની અંતઃકરણપૂર્વક બૂજ કરવી, એ એક લાટ છે, અને તેના ઉપર જગતરૂપી ચક્ર ભ્રમણ કરેછે."

"નાણું પેદા કરવા સમર્થ થવું, અથવા તેમ ન બને તો પાસે જે હોય તેને સાચવી રાખતાં જાણવું, તથા તેને વિવેકથી અને સારી રીતે વાપરવું, એ બધું જો કોઈ માણસ જાણે તો તેના ઉપર ઈશ્વરની એક મોટી કૃપા છે, એમ સમજવું. નાણાવાળા માણસમાં સદા સત્તા હોયછે. જે ઉત્તમોત્તમ દૈવી સત્તા કેહેવાયછે, તેવડે તે પોતાને આશ્રયે રહેલા મનુષ્યોને સુખી કરવાને સમર્થ થાયછે."

('જ્હોન હાલિફાક્સ જનટલમન' નામની ચોપડી બનાવનારી સ્ત્રીનામાંથી લીધેલું.)

અર્થશાસ્ત્ર સંબંધી આપણા પુસ્તકમાં નાણાની વ્યાખ્યા એવી કરેલી છે કે "મૂલ્યની ગણના તથા અવેજનું સાધન." નાણા થકી ગણના થાયછે તે મૂલ્ય તે શું? સામાન્ય રીતે આપણે નિર્ભયતાથી આનું એવું ઉત્તર આપી શકિયે કે, એથી મનુષ્યની કુશલતા અથવા બુદ્ધિબલની ગણના થાયછે, તથા મનુષ્યની યોગ્યતાની પણ સીમા બંધા-

* વીટિયર્સ માડ મલર.

થછે. જગતનું સઘળું નાણું, તથા સઘળું દ્રવ્ય, પૃથ્વીની સ્વાભાવિક ઉત્પત્તિ ઉપર કામે લગાડેલા માણસના પરિશ્રમ તથા માનસિક ચાતુર્યનો એક અગાધ ભેળો કરેલો ભંડાર છે.

માટે નાણું પ્રથમ કયાંથી થયું તેનો વિચાર કરો. આપણે હાલ એમ સમજિયે છિયે કે મનુષ્ય જાતિ પેદા થઈ ત્યારથીજ નાણું, થયું પણ એમ નથી, પ્રત્યેક પ્રજા તથા પ્રત્યેક દેશમાં એવો એક સમય હતો કે જ્યારથી ઇતિહાસનો પ્રારંભ થયો કહિયે તોપણ ચાલે, તે સમયમાં લોકો જંગલી સ્થિતિમાં રેહેતા હતા, અને નાણાના ઉપયોગ વિષે અજાણ્યા હતા. હાલના સમયમાં કેટલાક દેશ જે સુધરેલી સ્થિતિમાં આવ્યા નથી તેમાં પણ હજુ એવુંજ છે. ત્યાં લોક જંગલી રીતિથી રેહેછે, દરેક પોતાની જંગલી જાતનો સ્વાર્થ જંગલી રીતિથી સારેછે, તેમજ દરેક, પોતાની જંગલી જરૂરી ચીજો જંગલી રીતથી પૂરી પાડેછે. તે પોતાનો ખોરાક પોતાની મેળે લાવેછે, પોતાનાં કપડાં જાતે બનાવેછે, તથા રેહેવાનો આશ્રમ પણ જાતે બાંધેછે, પણ જે જંગલી પશુઓની સાથે તેને સહવાસ હોયછે, તેમને જેમ બહુ ચીજોની જરૂર પડતી નથી, તેવી રીતે તેને પણ બહુ ચીજોની જરૂર પડતી નથી. અને એ જોઇતા ચીજો ઘણીજ જંગલી રીતે તેમને પૂરી પડેછે, તે વૈભવ જાણતા નથી, તથા તેની પાસે નાણું પણ નથી હોતું. જો કે માણસ કેવલ ક્રૂર તથા જંગલી હોયછે, તોપણ તે એક સરખી પ્રકૃતિના હોતા નથી. કોઈ શિકારમાં વધારે કુશળ હોયછે, કોઈ કપડાં બનાવવામાં, કોઈ ઝુપડાં બાંધવામાં, ને કોઈ જમીન ખેડવામાં વધારે કુશલ હોયછે, તેથી શિકાર કરનાર પોતાને મળેલા શિકારમાંનો થોડોક ભાગ કપડાં બનાવનારને, કપડાં બદલ આપી શકશે. ઝુપડું બાંધનાર ખેડુત તેને ખોરાક આપે તે સાટે ઝુપડું બાંધી આપશે. આપણે હજુ સુધી નાણું શું છે તે જાણી શકયા નથી, પણ

આથી નાણાની ઉત્પત્તિ અથવા તેનો આભાસ શરૂ થયો. માટે તમે સમજ્યા હશો, કે આવો જે પ્રકાર તે બદલો કેહેવાય. બદલો એટલે એક વસ્તુને બદલે બીજી વસ્તુનું મૂકવું તે, અને તેથી નાણું એ અવેજનું સાધન છે.

અને વળી આ ઉપરથી તમારા સમજવામાં આવ્યું હશે કે મનુષ્ય પોતાની પોહોંચથી અને વળી તે જંગલી પોહોંચથી મેળવી શકયો હોય, તે વસ્તુઓ અવેજ બદલે આપે એમ છે. મારે તમારા મનમાં ઠસાવવાનું છે, તે એ કે શિકારમાં શ્રેષ્ઠ, કપડાં વણવામાં શ્રેષ્ઠ, ઘર બાંધવામાં શ્રેષ્ઠ, (તથા) કૃષિકર્મમાં પણ શ્રેષ્ઠ હોયછે, તે માંહેના અતિસમર્થ તથા સર્વથી ચઢિયાતા માણસ જેમને અદલ બદલ કરવાની વસ્તુઓનો સંગ્રહ વધારે હોયછે, તેઓએજ, પોતાના શ્રમથી તથા કૌશલ્યથી જીવિતના વૈભવની તથા અગત્યની વસ્તુઓ મેળવેલી હોયછે. બધી પ્રજાના પ્રારંભમાં પણ આવી રીતે બનેલું છે, અને અદ્યાપિ પણ એમજ ચાલેછે, પણ ધ્યાનમાં રાખવું જોઇયે કે જેમની પાસે આવી મિલકત હોય તે જો જાળવી રાખી શકે નહિ, તો તે મિલકત ગણાય નહિ. આપણા શ્રમના ફલનો ઉપભોગ આપણાથી થાય નહિ તો તેવો શ્રમ લીધો કશા કામનો નથી. કોઈ પણ ઉદ્યોગી પુરૂષ, જે વસ્તુ કોઈ રખડતો ચોર તેની પાસેથી છીનવી લેવાનો હોય તેને માટે પ્રયત્ન કરશે નહિ, અને તેથી કરીને બધી કોમમાં, બધે ઠેકાણે, લોકોએ પોતાના સામાન્ય હિતનો વિચાર કરી, એકત્ર થઇને, એવા કાયદા કર્યા છે, કે તેથી જે મિલકત પોતાની મેળે જેમણે પેદા કરી હોય, અથવા જેનો ઉપભોગ કરવાને વાજબી રીતે જે હક્કદાર ગણાતા હોય તેવાની સર્વ મિલકતનું રક્ષણ થાય. જ્યારે એવા કાયદા કરવામાં આવે તથા જ્યારે મિલકતના હક્ક એવી રીતેજ લેવાય ત્યારેજ મિલકતની કંઈ પણ કિંમત ગણાયછે, અથવા એક બીજાને અવેજમાં અપાય એવી

ચીજો સંપાદન કરવાની કાળજી લોકને રેહેછે. સર્વ જન-મંડલનું તથા સર્વ સુધારાનું મંડાણ આથીજ થયું છે.

તમને પ્રથમ પણ કહ્યું છે, અને હવણાં પણ ફરીથી કહુંછું કે, આવી રીતે સાચવી રાખવામાં આવતી આ તમામ મિલકત મનુષ્યના પરિશ્રમનું પરિણામ છે, પછી ગમે તો તે મિલકત શિકાર કરતાં મળેલો ખોરાક હોય, અથવા ડગલો હોય, અથવા ઘર હોય, અથવા ખેતરમાંથી પેદા કરેલું અનાજ હોય, તોપણ તે પેદા કરતાં કોઇ પણ માણસને મેહેનત સિવાય બીજી કોઈ પણ રીતે પ્રાપ્ત થઈ શકે નહિ.

દરેક માણસની પાસે જે મિલકત હોયછે, તે તેના પોતાનાજ શ્રમથી સંપાદન કરેલી હોયછે, એમ મારૂં કેહેવું નથી. તે મિલકત તેના વડીલોએ અથવા તેના પિતાએ અથવા તેનાં સગાંવાહાલાંમાંના કોઇયે અથવા હરકોઈ બીજા માણસે સંપાદન કરેલી પણ હોય; ને એમ વારંવાર બનેછે. પરંતુ મારો કેહેવાનો હેતુ એ છે કે, કોઇ પણ સ્થલે મિલકત હોય ને ગમે તેના હવાલામાં હોય, તોપણ તે મનુષ્યની મેહેનતથી પેદા થએલી હોય અને તેથી કરીને તે વધારે અથવા ઓછી મિલકત મનુષ્યના વધારે અથવા ઓછી મેહેનતનું પ્રમાણ છે.

મને લાગેછે કે, તમને આ વિષય ઘણો રસહીન લાગતો હશે. ખરેખર એ વિષે નિશાલમાં ચાલતી તમારી ચોપડિયોમાં ઘણું થોડું લખેલું હોયછે, પણ મારે તમને નાણું શું છે તે સમજાવવાનું છે. અને એ વિષય મને આશા છે કે હવે આપણને ઝટ સમજાશે.

જે લોકોને પોતાનો સરસામાન અદલ બદલ કરવાનો હોય, તેને તેમ કરવાનેમાટે જો કોઈ વસ્તુ જેની સદા સરખી કિંમત રેહે, તથા જે સામાન્ય સાધન થઇ પડે એવી

ન હોય તો ઘણીજ અગવડ થઇ પડે. આવી સર્વને સામાન્ય જે વસ્તુ તે નાણું કેહેવાયછે.

મહાન્ આર્ચબિશપ વ્હેટલીની રચેલી "નાણાપ્રકરણ" નામની ન્હાની ચોપડી ઘણી સારી છે, અને જે તમારી પાસે છે, તેમાંનાં કેટલાંક વાક્ય હું તમને કહી સંભળાવું છું. નાણા જેવી કોઈ વસ્તુ જો હોત નહિ, તો આપણને જોઇતી ચીજ શી રીતે મેળવવી તેની સૂઝ પડત નહિ. દાખલા તરિકે જુવો કે, કોઈ પગરખાં બનાવનાર હોય, તેને પોતાના કુટુંબને વાસ્તે રોટલાની અથવા બીજા ખોરાકની જરૂર હોય, તેને માટે અવેજમાં આપવાને એનીપાસે પગરખાં સિવાય બીજું કંઈ પણ હોય નહિ તેથી ભઠિયારાપાસે જઇને જેટલા રોટલા જોઇતા હોય તેટલા અવેજની પગરખાંની જોડ આપવીજ પડશે. અને બીજા ખોરાક વેચનારની પાસે જો જાય તો ત્યાંપણ તેમજ તેને કરવું પડશે. પણ ભઠિયારાને તે વેળાએ પગરખાંની જરૂર ન હોય, ને ટોપીની જરૂર હોય તો શું કરવું? ત્યારે તે પગરખાં બનાવનારે જેને પગરખાંની જરૂર હોય એવો ટોપી બનાવનારો ખોળી કાહાડવો જોઇયે, ને તેની પાસેથી ટોપી લઇને પછી ભઠિયારા પાસેથી તે ટોપીના બદલામાં રોટલા લેવા જોઇયે.

આ સઘળું ઘણું કડાકૂટિયું થઈ પડે, પણ નાણાના ઉપયોગથી આ કડાકૂટ વેઠવી પડતી નથી. જેનીપાસે નાણું હોય તેને જેનો ખપ પડે તે નાણાવડે તરત મેળવી શકે.

નાણું સોનું, રૂપું, કે તાંબુજ હોવું જોઇયે એમ નથી, તથા તે કોઈ જાતની ધાતુજ હોવી જોઇયે એમ પણ નથી. તે માત્ર એવી કંઇ પણ અનુકૂલ આવતી ચીજ હોવી જોઇયે, કે જે લોકને સામાન્ય રીતે ફાવતી આવે તે નાણું; પછી તે દૂધ, કે નારંગી હોય, અથવા તો ઝવેરાત હોય, પણ દૂધ તથા નારંગી બગડી જાયછે, અને ઝવેરાતને ખોવાઈ જવાનો સં-

ભવ છે. તમારા જાણવામાં છે કે, કેટલેક ઠેકાણે કોડી તથા ન્હાના શંખલા જે દરિયા કાંઠેથી મળી આવેછે તેનું ચલણ હોયછે. પણ સઘળી સુધરેલી પ્રજાએ બહુ વર્ષ પેહેલાં એવું માન્ય કરયું છે કે નાણા માટે સોનું રૂપું, અને ત્રાંબુ ઘણીજ સવડ પડતી ધાતુ છે. કારણ કે, બીજી બધી ચીજો કરતાં આ ધાતુઓ કિંમતમાં, કસોટીમાં, અને કદમાં વધારે અનુકૂલ પડતી છે. સોનું તથા રૂપું જાતેજ કિંમતી છે. કારણ કે તે મેળવવું સેહેલું નથી, અને વળી ઝવેરાતની પેઠે તેનાં કેટલાંક સુંદર ઘરેણાં બનેછે. જગતમાં જેટલું સોનું તથા રૂપું છે તે (બીજી વસ્તુ પ્રમાણે) મનુષ્યના સાહસિક, શ્રમ અને કુશલતાથી પ્રાપ્ત થાયછે, અને તેથી આપણે જ્યારે ચોખાને બદલે રૂપિયા આપિયે ત્યારે તે ચોખા મનુષ્યની મેહેનતનું ફલ બતાવનાર હોવાનેલીધે મનુષ્યની મેહેનતનું ફલ નાણાના રૂપમાં આપિયે છિયે. આપણી પાસે જેટલું નાણું હોય તેટલું બધું તેટલી બધી મનુષ્યની કુશલતા અથવા બુદ્ધિબલનું માપ છે, એવું જે મેં પ્રથમ કહ્યું હતું, તેનો હેતુ પણ આજ છે, અને જેમ તે ગતકાલમાં શક્તિ દર્શાવેછે, તેમજ તે વર્તમાન કાલમાં શક્તિ સંપાદન કરાવેછે, કારણ કે, તે શક્તિથી માણસની મેહેનત, કુશલતા, અને ડાહાપણનો સદા અદલો બદલો થાયછે. માટે તમે સમજ્યા હશો કે, નાણું એ ખરી વસ્તુ છે, અને તેનો અર્થ ખરી યોગ્યતા એવો થાયછે, તે નિરંતર નિભ્યાં કરેછે, અને ટકી શકેછે. એ તો ખરી વાત છે કે, જેમ બીજી સારી વસ્તુઓનો ખોટો ઉપયોગ થાયછે તેમ તેનો પણ થાય. એનો ઉપયોગ કુરસ્તે થાય અથવા તે મૂર્ખાઈમાં અથવા પાપને રસ્તે પણ ગુમાવાય. પણ નાણું જાતે તો એક સારી વસ્તુ છે, પૃથ્વીઉપર તે એક મહાન્ અને સારી શક્તિ છે, અને જેણે તે પ્રાપ્ત કરયું છે, તે માણસના સંબંધમાં સામાન્ય રીતે એમ

કેહેવાય કે એના કબજામાં એક યોગ્યતા છે. માટે તમે સમજ્યા હશો કે જો કે "નાણાથી મનુષ્ય બનેછે" એ પ્રાચીન કેહેવત ખરી છે તથાપિ એ પણ સત્ય છે કે, "માણસથી પૈસો ઉત્પન્ન થાયછે."

નાણાવાળો માણસ એટલે શ્રીમંત માણસ એમ મારૂં કેહેવું છે. તેને દ્રવ્યવાન્ તેમજ મિલકતવાળો માણસ પણ કેહેવાય. નાણું એકલુંજ દ્રવ્ય કેહેવાય નહિ, કારણ કે નાણું જાતે જો આપણે અદલ બદલ ન કરિયે તો તેથી આપણા વૈભવ અથવા અનુકૂલતામાં વધારો થતો નથી, પણ આપણી પાસેનું નાણું દ્રવ્ય અથવા મિલકતને માટે તથા જીવિતના વૈભવ, અનુકૂલતા તથા મોજશોખને માટે સાધારણ પ્રસંગે સેહેલાઈથી અદલ બદલ કરી શકાયછે, તેથી સાધારણ બોલીમાં તેનો અર્થ દ્રવ્ય તથા મિલકતના જેવોજ થાયછે. માટે દ્રવ્ય અથવા મિલકતના ઉપયોગ વિષે, બીજી રીતે કહિયે તો નાણું કેમ વાપરવું તે વિષે, હવે કેટલુંક વધારે કેહેવા હું ઇચ્છુંછું. નાણું પાસે હોવાથી તેને લગતી મ્હોટી જવાબદારી છે તથા મ્હોટી ફરજો, તેમજ બજાવવાની છે; તેથી ઘણાં સુખ પ્રાપ્ત થાયછે એ વષે હું વિવેચન કરૂંછું.

તમને સર્વેને હવે પછી વધારે કે ઓછું નાણું મળવાનું છે. તમારામાંના કેટલાક ઘણા ધનવાન્ થશે. તમારામાંના કેટલાકની પાસે હાલ પણ ઘણો પૈસો હશે. તમારો પૈસો નિપુણતાથી ખરચવા સાવધ રોહો. તમારા ઉપર આ ફરજ ઘણી મ્હોટી છે, કારણ કે તમારી પાસે જે પૈસો છે તે તમારા પોતાના શ્રમથી તથા શક્તિથી પ્રાપ્ત થયેલો નથી. જે જાગીરોના તમારામાંના કેટલાક માલિક છે તથા હકુમત ધરાવનાર છે તે, તમારા વડીલોના ચાતુર્ય તથા પરાક્રમથી સંપાદન કરવામાં આવેલી છે, અને એવા તમારા વડિલોને માટે તમે યોગ્ય અભિમાન રાખો એ યોગ્ય પણ છે. કારણ કે સાધા-

રણુ માણુસ કરતાં તેઓ વધારે પરાક્રમી હશેજ. તેમની યોગ્યતા અને પરાક્રમનેલીધે તમે હાલ તેના ફલનો ઉપભોગ કરોછો, અને જેવી રીતે તેમના શ્રમનાં ફલ વારસાઇના હકથી તમને મળ્યાં છે તેવીજ રીતે, મહત્‌પણાને નિરંતર લાગી રહેલી જવાબદારી પણ તમે વારસામાં લીધી છે, એમ સમજવું. તમારે તે જવાબદારીને પાત્ર થવા સમર્થ થવા લક્ષમાં રાખવું. તેમજ જેવા તેઓ પરાક્રમી હતા તેવા થવા લક્ષમાં રાખવું. તમે તમારી મ્હોટાઈ કેવી રીતે બતાવી શકો તેનો એક રસ્તો છે, તે એ કે તમારા પૈસાનો યોગ્ય રીતે ઉપયોગ કરવો તે તમારા પોતાને માટે નહિ, પણ બીજાને માટે, અને તેમાં વિશેષે કરીને તમારી રૈયત, જેની મેહેનતમાંથી પૈસા હાલ ઘણા ભાગે પ્રાપ્ત કરવામાં આવેછે, તેના કલ્યાણ અર્થે ઉપયોગ કરવો. જો કે પૈસો પેદા કરવામાં જીંદગીનો હેતુ રહેલો છે, એમ સમજીને ઘણા જીંદગી ગુજારે છે, તથાપિ માત્ર પૈસામાં સુખ મળેછે, એમ નથી; અને તેથી કરીને કેટલાએક લોક ગમે તેવી રીતે ખરા રસ્તાથી અથવા ખોટા રસ્તાથી જ્યાંસુધી હરકોઈરીતે પૈસો મળે ત્યાંસુધી પૈસો પેદા કરવાના નિષ્ફલ પ્રયત્નમાં પોતાની બધી જીંદગી ગુમાવે છે. આવા નિર્ધન લોકની પાસે ગમે તેટલો પૈસો હોય તથાપિ તેઓ ખરેખર નિર્ધનજ છે. પોતે ઘણાજ ઠગાયછે, અને આભાસને ખરી વસ્તુ માનેછે. માત્ર પૈસો એ સુખ કેહેવાય નહિ, તેને વાસ્તે ઉત્કંઠિત ઇચ્છા થાય એ અત્યંત કલેશ છે. જ્યારે પૈસાની સાથે સંતોષ મળે ત્યારેજ પૈસો એ સુખદાયક છે; માટે તમારે જગત્‌માં જે ચીજો જોઇયે તે ઉપરાંત જે કંઈ થોડું વધે તેથી સંતુષ્ટ રેહેવું, અને નાણુંને માટે નહિ પણ મનુષ્યના હિતને અર્થે જીવિત ગાળવું.

માટે પૈસો પેદા કરવામાં તેમજ ખર્ચવામાં પણ તમારા

એકલાના હિત અર્થે નહિ પણ બીજાઓના હિત અર્થે જિંદગી ગુજારે. જે ઉંચી પદવીના તથા હકુમતવાળા છે, તે તો તેમનો વિભો* જાળવવા કંઈ પણ ખર્ચ કરવાને બંધાયલા છે; એ વાત બરાબર સત્ય અને વાજબી છે. મારે એમ પણ કેહેવું જોઇયે કે જે પૈસાના ઉપયોગનેમાટે તે જવાબદાર છે, તે ઉપયોગ માંહેનો આ એક અગત્યનો ભાગ છે, પણ તમારે પોતાનેમાટે કેટલું ખર્ચ રાખવું તેનો અમુક આંકડો રાખવો, અને તેટલામાંજ તમારે ખર્ચ કરવું. એ સિવાય જે બીજું વધારે રહ્યું તે તમારૂં ન કેહેવાય; પણ જેમના તમે વ્યવસ્થાપક છો તેનું કેહેવાય.

નાણાની સાથે તેમાં જોખમ પણ રહેલું છે, એક મ્હોટું જોખમ એ છે કે તેથી ગર્વ આવેછે. નાણું હોવાનેલીધે માણસ વારંવાર ગર્વિષ્ઠ પણ બની જાયછે, અને જો કે ખરી રીતે તેમનામાં પૈસો જે તેમને યોગ્યતા આપેછે તે સિવાય બીજો કોઈ પણ ગુણ હોતો નથી, તથાપિ તેને લીધે તેમના બરાબરિયા કરતાં વધારે ડાહ્યા પોતે હોય એમ માનેછે. કોઈ કોઈ વખત લોકો પોતે શ્રીમંત હોવાને લીધે પોતાથીજ બધું ચાલેછે એમ માની એટલા તો ફૂલી જાયછે કે તેઓ તેમના પોતાના અવગુણને સદ્‌ગુણ તરીકે અને તેમની મૂર્ખાઇને ડાહાપણ તરીકે માનેછે. તેઓ પોતે કાયદાનો તેમજ પરમેશ્વરના અને મનુષ્યના નિયમનો તુચ્છકાર કરેછે. આવાં નઠારાં હુંપદવાળાં માણસનેમાટે આપણે કેવો વિચાર બાંધવો જોઇયે? આવા માણસને સર્વ પ્રકારની વાસ્તવિક સંપત્તિથી કેવલ રહિત અને દયાપાત્ર દુર્બલ જેવો ગણી કાહાડીને તેનો આપણે શું તિરસ્કાર નહિ કરવો જોઇયે?

ખુશામત એ પણ એક બીજું ઠોકર ખાવાનું ભયસ્થાન

* મ્હોટાઈ.

છે, એથી ગર્વ અને હુંપદ આવેછે, અને તેથી ઘણીજ અધમ મનકામનાની તૃપ્તિ તથા ઇંદ્રિયાદિકના વૈભવ ભોગવવાનું મન થાયછે. જ્યારે પૈસો આપણીપાસે હોવાથી આપણે પોતે મ્હોટા છિયે એમ મનાતું હોય, ત્યારે તો જેમ થોડો પૈસો આપણીપાસે હોય તેમ વધારે સારૂં છે. મહાજ્ઞાની રોમન એપિક્ટેટસ આ વિષય ઉપર શું કેહેછે તે તમે સાંભળો. "મને જો એવો રસ્તો બતાવો કે જેથી મને પૈસો પણ મળે અને વળી હું પોતે વિનયિ અને નિમકહલાલ તથા ઉદાર વૃત્તિવાળો રહી શકું તો હું તે રસ્તે પૈસો મેળવવા જાઉં. પણ જે વસ્તુઓ સારી નથી તે મેળવવાનેમાટે મારી પાસે જે વસ્તુઓ સારી છે અને મારી પોતાની છે તે છોડી દેવડાવવા મને કેહેતા હો (એટલે કે હું તમને તે બદલ પૈસો આપું) તો તમારે સમજવું કે તમારા જેવા અપ્રમાણિક અને મૂર્ખ બીજા કોઈ નહિ.*" તેજ જ્ઞાની વળી આપણને એમ પણ કેહેછે કે "દ્રવ્ય એ સારી ચીજો માંહેલી ચીજ નથી. અતિવ્યય એ નઠારી વસ્તુ માંહેલી એક ચીજ છે. સારી ચીજો માંહેની એક ચીજ મિતવ્યય છે, અને મિતવ્યયથી કરકસર તથા સારી વસ્તુ સંપાદન કરવાનું શિખાયછે, પણ દ્રવ્યથી ઘણું ખર્ચ કરવાનું મન થાયછે, અને આપણે મિતવ્યય અથવા વિવેકથી વિમુખ થઇયે છિયે, તેથી શ્રીમંત માણસને વિવેકી થવું અથવા વિવેકી માણસને શ્રીમંત થવું અઘરૂં છે." અને વળી "નિર્ધનતાથી ખેદ ઉત્પન્ન થતો નથી, પણ તૃષ્ણાથી ખેદ ઉત્પન્ન થાયછે. તેમજ પૈસાથી નિર્ભય થવાતું નથી, પણ જ્ઞાનથી (એટલે ડાહાપણથી) નિર્ભય થવાયછે. માટે તમે જો જ્ઞાનની આવી શક્તિ સંપાદન કરશો તો તમને દ્રવ્યની વાંચ્છના થશે નહિ, તેમજ નિર્ધનતાનો ખેદ પણ થશે નહિ."

---

* એપિક્ટેટસનું લૉંગે કરેલું ભાષાંતર પૃષ્ઠ ૩૮૮, ૪૦૯, ૪૧૧.

માટે તમે સમજ્યા હશો કે શ્રીમંત માણુસને બધી બાજુયે ભય રહેલું હોયછે, પણ તે ભયમાંથી પ્રમાણમાં ગરીબ માણુસ મુક્ત હોયછે. ગરીબ માણુસ બન્નેના કરતાં વધારે સુખી હોતો નથી એમ ઠરાવવું મને ઠીક લાગતું નથી.

આમ છે તોપણ જો નાણું સારે માર્ગે વપરાય તો તે કલ્યાણકારી વસ્તુ છે. તેનો સારે માર્ગે ઉપયોગ કરવો એજ કઠિણ કામ છે, પણ એ કામ જેવું કઠિણ છે તેવીજ તેમાં મહત્તા રહેલી છે, અને એ તો નિઃસંદેહ વાત છે કે સારો માણુસ જે ગરીબ હોયછે તેના કરતાં સારો માણુસ જે શ્રીમંત હોયછે તે વધારે મહાન્ કેહેવાય.

તમે, ધનવાને તો કૃપાવંત થવું જોઇયે, ઉદાર થવું જોઇયે, અને તમારી આસપાસ વીંટલાઈ રહેલાં દુઃખને ટાળવા તમારાથી જેટલું બને તેટલું કરવું જોઇયે. યોગ્ય હોય તેમને આશ્રય આપવો, માંદાને સુખિયા કરવા અને નિર્ધનનું દુઃખ નિવારણ કરવું. આમ કરવાથી તમે બરાબર શ્રીમંત ગણાશો. નાણાની આ ખરેખરી કીર્ત્તિ અને પ્રૌઢતા છે.

જે નિપુણ સ્ત્રીનું[1] નામ મેં પ્રારંભમાં લખ્યું છે તેનાં લખાણ માંહેથી પસંદ કરેલી એક વધારે સૂચના મને ઉમેરવી ઠીક લાગેછે. "કરકસર સારી છતાં પણ કેટલેક પ્રસંગે ખોટી કેહેવાયછે, તેમજ ઉડાઉપણું નઠારૂં છતાં પણ કેટલેક પ્રસંગે સારૂં કેહેવાયછે. નોકરોને પગારમાં અથવા ખોરાક આપવામાં જે ઘણી બખીલાઈ કરેછે, જેનો અધિકાર તથા સ્થિતિ એવી હોય કે તેણે જગત્‌ને તથા તેના કુટુંબને સદ્‌ગૃહસ્થની યોગ્યતાને છાજે એવો પોષાક પેહેરીને રાજી રાખવાં, તેમ છતાં ફાટેલાં લૂગડાં પેહેરી જે ભટકેછે, જે તેની પાસેનો પૈસો ખર્ચવા સમર્થ છતાં તે બચાવવાને નિરંતર યત્ન કરવાથી પોતે પણ હેરાન થાયછે, અને તેના

૧ મિસિસ ક્રેક, જૉન હેલિફાકસ જન્ટલમન નામનો ગ્રંથ રચનારી.

કુટુંબને પણ હેરાન કરેછે, તે સખત ઠપકાને પાત્ર થાયછે."

પૈસો પેદા કરવો તે એકઠો કરી રાખવાનેમાટે નહિ, પણ વાપરવાનેમાટે. જિંદગીનો હેતુ એવો હોવો જોઇયે કે આપણે પોતાનેમાટે તથા બીજાઓને માટે તેને સારે માર્ગે વાપરવો. જેટલું વાજબી રીતે આપણે વ્યય કરવું જોઇયે તેટલું કરવું. જ્યારે સારે રસ્તે આપણે ખર્ચી શકિયે એમ હોય ત્યારે આપણા પછી જે થશે તે ખર્ચશે એવો વિચાર કરીને તેનેમાટે તે રેહેવા દેવા કરતાં આપણેજ તે ખર્ચ કરવો એ કેટલેક પ્રસંગે ઘણું સારૂં છે; કેમકે ત્યારે તે પૈસો બરાબર ખર્ચાયો કે નહિ તે આપણે નજરે જોઇયે છિયે, માટે એક રીતે કેવલ હેરાન ગતિની ખરાબ સ્થિતિમાં લાવનાર ડાહાપણથી અને બીજી રીતે જાણી જોઇને હલકાઈમાં ગણાતી કરકસરથી આપણે સાવધ રેહેવું જોઇયે.

આ વિષયની સમાપ્તિ સમયે શેખ સાદીની એક બેત કહિયે છિયે:—

બેત ખાહીકે મુતમતા શવી અઝ નેયામતે દુનિયા,
બા ખલ્ક કરમ કુનેક ખુદા બાતો કર્મ કર્દ.

ગુલેસ્તાન.

ગીતિ. જગ સમૃદ્ધિ કેરૂં ફલ મેળવવા કરે તું મન તારૂં;
તો પ્રભુએ તુજ પ્રતિ જે ઉદારતા કરી ત્યમ કર પરસારૂં ૩૫

—ooo—

## ૭. સ્વવર્ત્તનની અસર.

પરમેશ્વરે મનુષ્યની દૃષ્ટિઆગળ જે પ્રત્યક્ષ દૃષ્ટાન્ત મૂક્યાં છે તે બે પ્રકારનાં છે. નામાંકિતપણાનાં દૃષ્ટાન્ત અને સારાપણાનાં દૃષ્ટાન્ત, બીજા શબ્દમાં કહિયે તો શૂરવીરનાં દૃષ્ટાન્ત અને સાધુ પુરૂષનાં દૃષ્ટાન્ત.

(નામાંકિત માણસોવિષે ટેમ્પલ્સ રગળીના ઉપદેશ પૃષ્ઠ ૬૦ મું.)

ઉંચ પદવીના પુરૂષોના વર્ત્તનની અસર તેમના જાતભાઇયોઉપર કેટલી થઈ છે, અને એવા પુરૂષોના વર્ત્તનમાં સારાં અથવા માઠાં પરિણામ નિપજાવવાની કેટલી બધી પ્રબલ શક્તિ છે તે વિષય ઉપરજ હવણાં તો હું બોલવાને ઇચ્છું છું. પછીથી એ સંબંધી થોડાંક સાધારણ દૃષ્ટાન્ત આપવા યત્ન કરીશ.

પ્રત્યેક સત્તાવાળા માણસની રેહેણી, પછી ગમે તો તેની સત્તા તેના પોતાના ઘરઉપર હોય અથવા એક ગામડાઉપર હોય કે કાંતો એક સંસ્થાનઉપર હોય તોપણ તેના તાબાના જે હોયછે તે ધ્યાન રાખી જુએછે અને પછી તેપ્રમાણે લક્ષપૂર્વક અનુકરણ કરેછે. જેવો ઠાકર તેવો ચાકર, જેવો સ્વામી તેવો સેવક, એ કેહેવતો જગપ્રસિદ્ધ છે. અને તેનો અર્થ એવો થાયછે કે જે કંઈ કૃત્ય કોઈ પણ અગ્રેસર કરેછે તે પ્રમાણે, તેના આશ્રિતો તેનું અનુકરણ કરેછે. આ પ્રમાણે છે, એટલામાટે કોઈ અગ્રેસર પુરૂષ, પછી તે ગમે તેવી અધમ સ્થિતિનો હોય તોપણ, તેની રેહેણીથી થતી અસરવિષેનો પ્રકાર સાર્વજનિક મહાન્ અગત્ય ધરાવનારો થઈ પડેછે. કારણ કે એ તો ઉઘાડી વાત છે કે તેના આચરણઉપર વિશેષેકરીને બીજા ઘણા લોકોનું આચરણ આધાર રાખેછે. તે પોતાનેમાટે જવાબદાર છે, તેમજ બીજાઓનેમાટે ઘણે અંશે જવાબદાર છે; પ્રત્યેક સારો માણસ પોતાના સોબતીને મદદ કરશે, પણ ઉંચી

સ્થિતિવાળો માણુસ પોતાના તાબાના માણુસને જે સુખ અર્પણ કરી શકેછે, તે અપાર છે. એક નઠારો માણુસ પોતાના પાડોશીને બગાડયાવિના રેહેતો નથી. પણ ઉંચ સ્થિતિવાળો માણુસ પોતાના હાથનીચેના માણુસપ્રતિ જે ખરાબી કરેછે, તેનો સુમાર પણ બાંધી શકાય એમ નથી, માટે જેમનું જીવિત જગતમાં બાહાર પડતો ભાગ લઈ શકે એવું છે, તેમને તો જીંદગીની વિશેષ ફરજ માંહેની એક ફરજ વિચારવાની એ છે કે, મારે બીજાઓને સારે રસ્તે કેવી રીતે ચડાવવા? તેઓ આડે રસ્તે જાય નહિ તેનેમાટે મારે કેવી સંભાળ રાખવી જોઇયે? એક અગ્રેસર માણુસની રીતભાતની અસર તેના આશ્રિતો ઉપર સારી કે નઠારી જેવી થાયછે તેનાં દૃષ્ટાન્ત આપણને ઇતિહાસઉપરથી સંખ્યાબંધ મળી આવેછે. "જાહોજલાલી" નામના પુસ્તકમાં મેવાડનો ઇતિહાસ જે તમે વાંચ્યો છે તેમાંહેથી આપણે દૃષ્ટાન્ત લઇયે. રાણોસંગ અને તે પછીનો મેવાડનો ઇતિહાસ આપણે જોઇયે. ઇંગ્લાંડના આલફ્રેડનીપ્રમાણે રાણોસંગ વિપત્તિ અને અવસ્થાન્તરના ઉત્સંગમાં ઉછર્યો હતો, અને જો કે રાજાને ઘેર અવતર્યો હતો તોપણ પોતાના પરિશ્રમથી વિખ્યાતિ મેળવવાની તેને અગત્ય પડી હતી. ઉંચ અથવા નીચ, સઘળી દશામાં તેણે ખરૂં શૂરવીરપણું એટલે ક્ષત્રિયત્વ પોતે જાતે બતાવી આપ્યું. તેના ઝનુની ભાઈ પૃથીરાજના જેવો બાહાદુર તે હતો પણ "તેનામાં હિંમતનીસાથે વિચાર રહેલો હતો" માટે એના રક્ષણતળે મેવાડ તેની સંપત્તિના શિખરે પોહોંચ્યું. તે મેવાડની કીર્ત્તિના શિખરઉપર વાયુગતિદર્શકયંત્ર જેવો હતો. જ્યારે તે પોતાના સ્વસ્થાનમાં આવ્યો ત્યારે વિપત્તિકાલમાં જેમણે તેને સહાયતા કરી હતી તેમને વિસરી ગયો ન હતો, અને રાજ્યસ્થાનનો ઘણો ભાગ પોતાના કબજામાં હોવાથી, અને રજપુતો જે ગુણને ઉંચ ગણતા હતા તે ગુણ

તેનામાં હોવાથી, તેમજ, તે પૂજ્ય ગણાવાથી, જો સિંહ સમાન બાબર તેના ઉસ્બેક અને તાતારના લોકને લઈ હિંદુસ્તાનના મેદાનોમાં એકદમ ટોળે થઈ આવી ચડ્યો હોત નહિ તો, તે અધિરાજ્ય સંપાદન કરી શકયો હોત! એ એટલો બધો સર્વપ્રિય અને એટલો બધો સમર્થ હતો કે એંશી હજાર ઘોડેસ્વાર, અતિ ઉંચ કુલના સાત રાજા, નવ રાવ અને રાવળ, અને રાવતના નામથી ઓળખાતા એવા એકસો ને ચાર સરદાર, પાંચસો યુદ્ધના હસ્તિયોસાથે એનીસાથે રણક્ષેત્રમાં તેના અનુચર થયા. સીકરીની લડાઇમાં જો કે તેનો કપટનેલીધે પરાભવ થયો તેમ છતાં તેની કીર્ત્તિ તથા તેના દેશની તેને હાનિ થઈ નહિ.

એના પરાક્રમની સાથે એના પુત્ર વિક્રમાજિતના દુઃખદાયક રાજ્યની સરખામણી કરો. તે પોતે પણ દુઃખિયારો હતો અને તેની પ્રજા પણ દુઃખમાં રેહેતી હતી. વિક્રમાજીત ઉદ્ધત, ક્રોધી અને દ્વેષી હતો અને યોગ્ય અભિમાન ધરાવનાર તેના અમીરોને યોગ્ય માન આપવામાં તે એટલી બધી બેદરકારી રાખતો હતો કે તેથી તેઓ તેની સામા થયા, અને તેને મારી નાંખ્યો. કરનલ ટૉડ એમ પણ વિશેષમાં કેહેછે કે "જો કે રજપુત પોતાના ધણીને ઈશ્વરી અંશ ગણેછે, અને તેના ધર્મમાં તે ધણીની આજ્ઞા માનવી જોઇયે અને એ ધર્મપ્રમાણે વર્ત્ત્યાથી હવે પછી એને ફળ મળેછે, એવું નિઃસંશય ફરમાવેલું છે તથાપિ આ મત કેટલેસુધી માનવો તેની સીમા હોયછે અને જ્યારે રાજાનાં કૃત્ય રાજ્યને જોખમમાં લાવી નાંખે એવાં હોય ત્યારે તેને પદભ્રષ્ટ કરવામાં આવેલા તેનાં ઉદાહરણ ઘણાં મળી આવેછે, પણ તેમનીવચ્ચે પ્રેમનું તેમજ ભયનું બંધન એવું હોયછે કે તેથી તેઓ અંકુશમાં રેહેછે અને સત્તા ચલાવવામાં કઠણાશ થતી હોય તે બદલીને પિતૃભાવનું રૂપ ધારણ કરેછે. કારણ કે આ રાજ્યકર્ત્તા તેમની પ્રજાના પિતા અને રાજા

સમાન છે એ વાત કલ્પિત કથામાં લખેલી છે એટલું જ નહિ પણ ખરેખર બનેલી છે; કારણ કે, રાજ્યસ્થાનનો એક કાયદા બાંધનાર તથા સર્વે અમીરોના પૂર્વજનો પ્રતિનિધિ રાજા છે. વિક્રમાજિતના પુત્ર *ઉદયસિંહની સાથે તેના સમકાલિન અકબરનો મુકાબલો કરો. આ રાજકુમારો એકજ વર્ષમાં જન્મ્યા હતા. બન્ને અપ્રસિદ્ધપણામાં તથા દેશવટામાં ઉછર્યા હતા. પણ ઉદયસિંહનામાં એકે રાજ-ગુણ હતો નહિ અને અકબર મ્હોટો બાદશાહ થયો. એની બરાબર કોઇયે હિંદુસ્તાનનો રાજદંડ ધારણ કર્યો નહિ હોય. મેવાડની ગાદીઉપર ઊદયાસિંહ જે ઉંમરે બેઠો તે કરતાં વધારે ઉંમર અકબર જ્યારે દીલ્લીની ગાદિયે બેઠો ત્યારે તેની હતી નહિ, તથાપિ તે રજપુતનો તે મોગલની સાથે મુકાબલો કરવો એ ભાગ્યેજ ઠીક ગણાય, કારણ કે, તેમાંહેના એકને ભાગ્યના ફેરફારના અનુભવનેલીધે માણુસના સ્વભાવને સંપૂર્ણ રીતે જાણવાની શિક્ષા મળી હતી, અને બીજાને તો જન્મ્યો ત્યારથી તેના જન્મની વાત છાની રાખવામાં આવી હતી, તેના દેશની ડુંગરિયોની એક ખીણમાં પૂરી રાખ્યો હતો, અને તેને ઝાઝી કેલવણી આપવામાં આવી નોહોતી. મેવાડપતિ-નામાં રાજાને યોગ્ય સદ્દ્ગુણ ન હોવાથી મેવાડની અત્યંત દુર્દ-શાનો પ્યાલો પૂર્ણ ભરાઇ રહ્યો. કરનલ ટૉડ આપણુને એમ કેહેછે કે, ઉદયસિંહ બેતાલીસ વર્ષની ન્હાની વયે મરણ પામ્યો. પણ તેના દેશની પ્રતિષ્ઠા અને કલ્યાણઅર્થે તો એનું એટલા વર્ષ જીવવું બહુ હતું. એની કારકીર્દિમાં ચીતોડ પાયમાલ થઇ ગયું અને તેણે ડુંગરિયોની અંદર નવો મેહેલ બાંધ્યો. અને આસપાસ શેહેર વસ્યું. જે અદ્યાપિસુધી એના નામથી, જો કે તે નામને યોગ્ય નથી તોપણ, ઓળખાયછે. હવે ઇતિહાસમાં અનુક્રમે કેવી સારી અને નઠારી હકિકત વારાફરતી વાંચિયે છિયે? ઉદયસિંહ પછી તેનો પુત્ર પ્રતાપ થયો તેને નામાંકિત

* દાસીપુત્ર બનવીરને કાહાડી મુકયો ત્યારે તેને મેવાડની ગાદી મળી.

વંશને લગતાં માન તથા કીર્ત્તિ એ એ બંને વાનાં વારસામાં મળ્યાં,પણ તેના વખતમાં તેનીપાસે પુંજી હતી નહિ,સાધનપણ હતાં નહિ. ને તેનાં સગાંવાહાલાંમાં તથા તેની કોમવાળા માણુસમાં વિપત્તિઓનેલીધે દમ હતો નહિ. તેમ છતાં પણ તેનામાં તેની જાતનું પ્રૌઢ અભિમાન હતું અને એ વાત પણ ખરી છે કે તેની કોમમાં એના જેવો પ્રૌઢ અંતઃકરણવાળો કોઇ હતો નહિ. પોતાની ઉંચ અભિલાષાનો આધાર પોતાના એકલા ઉપરજ રાખી રહ્યો હતો. એક ધર્મના તેમજ એકજ જાતના તેના સગાઓને તેની વિરૂદ્ધ લડવા પ્રપંચી મોગલે સજ્જ કર્યા. મારવાડ, અમ્બર, બિકાનેર, તેમ બુંદીના રાજા પણ અકબરના પક્ષમાં થઇ ગયા અને જુલમને આશ્રય આપ્યો, એટલુંજ નહિ પણ તેના પોતાના ભાઇ સાગરજિયે પણ તેનો ત્યાગ કર્યો, અને તેના છલકપટના બદલામાં તેની કોમની પ્રાચીન રાજધાની અને તેને લગતું માન મળ્યું. આખા હિંદુસ્થાનના ઇતિહાસમાં પ્રતાપના કરતાં વધારે યશ અકબરને પણ મળ્યો ન હતો, એવો કોઇ પણ ન હતો કે જેનામાં શૂરવીર અને સાધુ પુરુષના ખરા આચરણ તેનાકરતાં વધારે હોય. અને તે માનને પાત્ર હતો માટે તેને માન મળ્યું હતું. એ ઉદાર મનનો હતો માટે એને ઉદાર દીલથી આશ્રય મળ્યો હતો. જો કે તેના સામંતોને રાજભક્તિથી ડગાવવાને લાલચ આપવામાં આવી હતી, તોપણ તેમાંના કોઇએ અધમ થઈ તેને તજી દીધો ન હતો. પોતાના દેશના સારામાટે તે પોતે કઠિન નિયમ પાળતો હતો, તેમજ તેની પ્રજાને પણ પળાવતો હતો, તે તમને ખબર છે, અને તેની પ્રજાને પોતાના દેશના હિતનેઅર્થે જે સખ્તાઇ સહન કરવી પડતી તે કેવી રાજી થઇને વેઠતી તે પણ તમને ખબર છે. તેના રજપુત લોહીની પવિત્રતા તથા તેના દેશની સ્વતંત્રતા જાળવી રાખવામાટે તેણે મુસલમાનસામે જીવતાસુધી

કેવો ઝગડો મચાવી રાખ્યો, તે વાત તમે જાણોછો. આ ઝગડામાં અકબરની અતિ તીવ્ર સત્તા સામે ટક્કર ઝિલવાની તેને હતી, એટલુંજ નહિ પણ તેના પોતાના સ્વધર્મિઓએ કરેલા કૃત્યનીસામે ટક્કર ઝિલવાનું તેને હતું. પણ તેનીસામે આવું વિશેષ પડતું ભયંકર બલ છતાં પોતે દૃઢ રહ્યો અને આવા ભ્રષ્ટ લોકોમાં પોતે એકલોજ નિષ્કલંક રહ્યો. તેણે પોતાના પૂર્વજોના માનવંતા કુલાચારને કલંક લગાડયું નહિ. પોતાના નામને કલંક લગાડયાં નહિ, અને ખરી વાત સમજવાની જે પોતાની બુદ્ધિ તેને પણ કલંક લગાડયું નહિ. જો કે એ ગરીબ હતો અને તેનીપાછળ મારા ફરતા હતા તથા દુખી અવસ્થામાં હતો તોપણ જીવિતપર્યંત ઉદાર અને પ્રતાપી હતો. પતિત દશામાં આવી પડેલા પોતાના દેશને ઉંચ સ્થિતિમાં આણવા મથન કરનાર જેમ કોઇ માણુસની જેવી દુર્બલ સ્થિતિ થાયછે તેવી સ્થિતિમાં તેણે પોતાના અંતકાલપર્યંત દિવસ નિર્ગમન કર્યા. તેના ઝુંપડાની છાયાનીચે મરણશય્યાઉપર પડયો હતો, તે વખતે તેણે એવી ચિંતા થતી જણાવી કે "રખેને મારો પુત્ર કષ્ટમાં જીવિત ગાળવાને બદલે મોજશોખમાં ઝીંદગી ગુજારવામાં સુખ માને, અથવા ઝુંપડામાં રેહેવા કરતાં મેહેલમાં રેહેવાનું તેને ઠીક લાગે." એ મરનાર રાજાએ પોતાના સરદારોને કહ્યું જે "આ ઝુંપડિયોને ઠેકાણે ભભકા ભરેલાં નિવાસસ્થાન બનશે અને આપ્રમાણે એશઆરામનો ભાવ ઉત્પન્ન થશે તેથી મોજશોખ અને તેનીસાથે લાગેલા જે પ્રકાર છે તે પ્રવર્ત્તવા માંડશે, તેનો છેવટ પરિણામ એ આવશે કે, જે મેવાડની સ્વતંત્રતા આપણે આપણા જીવસાટે સાચવી રાખી છે તે નષ્ટ થઇ જશે, અને અમારા સરદારો! તમે પણ એવા હાનિકારક રસ્તે ગયાવગર રેહેનાર નથી." તમને સમજાયું હશે કે જેવી આપણુને લાગણી થાય છે તેવીજ તેને પણ લાગણી થઇ કે રાજકરનારની પોતાની જાતની સત્તા અને તેના આચરણના

દૃષ્ટાન્ત ઉપર બધાનો આધાર છે. પણ તેના સરદારોએ કહ્યું કે, બાપા રાવળની ગાદીના સમ ખાઇને વચન આપિયે છિયે અને આપના કુમારના જામીન થઇને કહિયે છિયે કે, જ્યાંસુધી મેવાડને તેની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત થશે નહિ ત્યાં-સુધી અમે મેહેલાતો બંધાવા દઈશું નહિ. પ્રતાપના આત્માને નિવૃત્તિ થઇ અને આનંદભેર તેણે દેહ છોડ્યો. એ તો મરી ગયો પણ ખાનખાનાનના કેહેવાપ્રમાણે તેના પ્રૌઢ નામસાથે જોડાયલો પ્રતાપ અચલ છે. જે ટેકરિયો ઉપર તે પ્રેમ રાખતો તે જેટલા કાલપર્યંત ઊભી રેહેશે તેટલા કાલ સુધી, જે રાજાને છાજતું, નિશ્ચલ, અને જે સત્ય તે સર્વેની મૂર્ત્તિરૂપ તેનું નામ ટકી રેહેશે.*

---

* ટૉડરાજસ્થાન પ્રકરણ ૧૧. આ પ્રતિવાર્ષિક સભામાં દિલ્લીના પ્રથમ સત્રપ ખાનખાનાને એ શૂરવીર રજપુતવિષે તેની ભાષામાં કેટલીક કવિતા રચી છે તેમાં તેના પરાક્રમનાં વખાણ કર્યાં છે, અને તેની ખંતને ઉત્તેજન આપ્યું છે.

**દુહા.**

નાશવંત જગમાંહથી, ધનભૂમિ ખર્શી જાય;<br>
મહાનના સદ્ગુણ રહે, જગમાં અચળ સદાય. ૪૦

હિન્દભૂપતિ માંહે થયો, પ્રતાપ એકજ રાજ;<br>
જેણે નિજજાતિતણી, જાળવી જગમાં લાજ. ૪૧

જેણે સૌ કીધું જતું, ધારી ચિતમાં ધીર;<br>
ધનભૂમિ ખોયાં ભલે, પણ ન નમાવ્યું શીર. ૪૨

મેક્સિકોનો એક પ્રાચીન રાજા જે મેક્સિકોની જૂની રાજધા-નીમાં રાજ કરતો હતો અને જે વખતમાં દિલ્લીઉપર લોદિયો રાજ કરતા હતા તે વખતમાં તેણે કવિતા કરી છે તેમાં પણ એવીજ મતલબના શબ્દો છે, તેને ઉપરનાનીસાથે સરખાવો.—

જે ન્યાયી જન નિપજશે, તેનું રૂડું નામ;<br>
જગમાંથી જતું નહિ રહે, સ્મરશે લોક તમામ. ૪૩<br>
તેં જે જે સારૂ કરચું, તાજું તે રહી જાય;<br>
પામે વળી લોકો વિષે, પૂરૂં માન સદાય. ૪૪

(મેક્સિકોના જયવિષેના પુસ્તક પેહેલાને પૃષ્ઠ ૧૪૬.)

પ્રતાપની મહત્વતા તેમજ સઘળા માણુસની મહત્વતા આપણને દૃષ્ટાન્ત લેવામાટે છે. ઇતિહાસનો ઉપયોગ આમજ થાય. ઇતિહાસમાં બીજા માણુસોને થએલા અનુભવ વાંચ-વામાં આવ્યાથી આપણે પોતે કેવી રીતે વર્ત્તવું તે શિખાય છે. આગળ જેમ બની ગયું છે તેમ હમણાં પણ બન્યાં જાય-છે અને હવે પછી પણ બન્યાં જશે. અને જે માણુસે કરયું છે તે માણુસ કરી શકશે. પણ આપણે તો ઇતિહા-સમાં વર્ણવેલા કોઇ ઉચ્ચ પુરુષની કલ્પના કરવી જોઇયે. જેના ગુણ વિષે આપણે સાનંદાશ્ચર્યે પામિયે અને જેનું આપણે અનુકરણ કરિયે એવા પ્રતાપ જેવાનો દાખલો લેવો જોઇયે. ઘણા સમયમાં અને ઘણા સ્થલમાં શૂરવીર થઇ ગયા છે, પણ ઇતિહાસની ખુબી એ છે કે, તે સર્વે સમયના અને સર્વ સ્થલના પરાક્રમી પુરૂષોને સામટા આપણી સમક્ષ કરી દેછે. આમ થવાથી આપણે એક ન્હાના સરખા ભાગ ઉપર વશિયે છિયે તેમાંથી નહિ પણ આખા જગત્‌ના અનુભવઉપરથી સેંકડો વર્ષમાં થઈ ગએલા અતિ શ્રેષ્ઠ અને ઉચ્ચ પ્રકારનાં દૃષ્ટાન્ત આપણા અનુકરણ માટે આપણે પ-સંદ કરી શકિયે છિયે. માટે જ્યારે તમે વાંચો ત્યારે આ વાત લક્ષમાં રાખજો, અને જેમના વિષે તમે વાંચો તેની મહત્તાનું અનુકરણ કરવાને તમે પ્રયત્ન કરજો. જે મ્હોટા માણુસોએ કરયું હોય, તે તમે પણ કરી શકો એમ છે. કારણ કે તમે પણ માણુસ છો, તેમાં વિશેષેકરીને તેમની નીતિસંબંધી મહત્વ અનુકરણીય છે. અને જેમ તેમણે કરયું તેવીજ રીતે તેજ વર્ત્તણૂકની તમે બીજાઓનામાં અસર કરી શકો એમ છે.

તમને હવે પછી સત્તા પ્રાપ્ત થવાની છે. તમારી ઉંમરના પ્રમાણમાં હાલ તમારી સત્તા વધારેછે, માટે વિખ્યાત થવા તથા ઘણીજ સારી અને ઉત્તમ રીતે તમારી સત્તાનો ઉપયોગ કરવા તમારે પ્રયત્ન કરવો જોઇયે. મ્હોટાઇનો અર્થ

ખરેખરી રીતે એવો છે કે બીજાને સુધારવા, અને તેમના મનમાં સારી રીતે અસર કરવી. રૂગબીનો પ્રથમ મુખ્ય શિક્ષક અને હાલ લંડનનો ધર્માધ્યક્ષ ડાક્ટર ટેમ્પલ કે જેના લખાણમાંથી પણ કેટલાક શબ્દ આ ભાષણના પ્રારંભે ટાંકયા છે તેના લખાણમાંથી થોડાં વાકયો કહી સંભલાવુંછું. "કેવા માણસને આપણે મ્હોટો કેહેવો તેનો વિચાર કરીશું તો નિરંતર આપણા જોવામાં આવશે કે જાતભાઇયોને જે દોરે છે તેજ મ્હોટો માણસ કેહેવાય. કોઈ પણ માણસનામાં હોંશિયારી હોવાથી અથવા જગત્માં સમૃદ્ધિ જે તેની હોંશિયારીનું ફળ છે તેનેલીધે જ આપણે તેને મ્હોટો કેહેતા નથી. તેમજ કોઈ પણ માણસનામાં સર્વેથી વધારે સારાપણું હોય, પણ તે સારાપણાથી તેના સોબતિયોના મનમાં માત્ર સાદર વિસ્મય ઉત્પન્ન થાય; પણ તેના સારાપણામાં એવો ગુણ ન હોય કે જેથી બીજા તેનાથી દોરાય, તો તેવા માણસને આપણે મ્હોટો કહી શકિયે નહિ. મ્હોટો માણસ કોને કેહેવો કે જે બીજાઓથી નોખો ભાસે છે, તે કંઈ પણ આકસ્મિક ફરકથી નહિ, પણ એનામાં એવો કંઈ પણ ગુણ હોય, કે જેથી બીજા તેની પાછલ દોરાયા જાય, તેની સત્તાનો સ્વીકાર કરે, તેના બોધને માન્ય કરે, અને તેના વર્ત્તનઉપર ઘણી પ્રીતિ રાખે. એવા માણસનામાં કેટલાંક વિશેષ લક્ષણ હોયછે. તે એ કે, તે મ્હોટા મનનો, સબળ નિશ્ચયવાળો તથા દૃઢ વૃત્તિવાળો હોયછે."

તમે તમારા જન્મથી આગેવાન છો તેથી કરીને પણ તમારે મ્હોટા થવાને યત્ન કરવો જોઇયે. તમારી સત્તાનો એવો ઉપયોગ કરવા યત્ન કરવો જોઇયે કે જેથી તમે બીજાને નિપુણાઈથી અને સારી રીતે દોરી શકો. ડાક્ટર ટેમ્પલના કેહેવાપ્રમાણે તમારાં મન વિશાલ કરવા, તમારા નિશ્ચય સબલ કરવા અને તમારી ઇચ્છાઓ દૃઢ રાખવા પ્રયત્ન કરવો જોઇયે. મ્હોટા માણસોનાં વૃત્તાંતના

તમારે પાઠ કરવા જોઇયે, ઇતિહાસનો અભ્યાસ કરવો જોઇયે અને તમારે તમારા પોતાવિષે મનન કરવું જોઇયે. કારણ કે જ્યાંસુધી તમને પોતાને જ્ઞાન પ્રાપ્ત થયું નથી, અને જ્યાંસુધી તમે પોતાને દોરી શકશો નહિ ત્યાંસુધી બીજાને જ્ઞાન આપી શકશો નહિ, તેમજ બીજાઓને ખરે રસ્તે દોરી શકશો નહિ. ખરાબ રસ્તાની પણ આગેવાની કેહેવાયછે, પણ તેમાં જરા પણ મ્હોટાઈ નથી. એવી ખોટી આગેવાનીનાં દૃષ્ટાન્ત મેવાડના ઇતિહાસમાંથી વિક્રમાજિત, વનવીર અને ઉદયસિંહસંબંધીની ખેદયુક્ત વાર્તાઓમાંથી આપણને મળી આવેછે. ઇતિહાસમાંથી ખેદ ઉપજે એવાં દૃષ્ટાન્ત મળી આવેછે, પણ તેને દૃષ્ટાન્ત કેહેવાં નહિ, પણ ચેતવણી કેહેવી જોઇયે. કારણ કે મ્હોટા પ્રસંગ હલકાઈ અને લજ્જાને પ્રાપ્ત કેમ થઈ જાયછે તેની એ ચેતવણિયો આપણને અગમચેતી કરાવેછે. પ્રાચીન અને અર્વાચીન બન્ને ઇતિહાસોમાં એવી ચેતવણિયો સ્થલે સ્થલે જોવામાં આવેછે. પણ આપણે વધારે કલ્યાણકારી દૃષ્ટાન્ત-ઉપર દૃષ્ટિ પોહોંચાડવી જોઇયે. અને પ્રતાપ અને અકબર જેવા શૂરવીરનાં તેવાં દૃષ્ટાન્ત આપણને મળી આવેછે એટલામાટે આપણે પરમેશ્વરનો આભાર માનવો જોઇયે. આમ છતાં પણ તેમના જેવા ઘણા જોવામાં નહિ આવે, તથાપિ થોડા મળી આવતાં પણ તેઓ ઇતિહાસરૂપી આકાશમાં વિશેષ ચલકી ઉઠતા જણાયછે. મનુષ્યની સત્તા સારે માર્ગે વાપરવામાં આવ્યાથી શું શું થાયછે એ તેમના વૃત્તાન્તથી જણાઈ આવેછે. અને હરકોઈ મ્હોટો અને સારો માણુસ જેના ભાગ્યમાં બીજાને દોરવાનું છે, તેણે પોતાનીમેળે (બીજાની સહાયતાવિના) બીજાઓના મતવિરૂદ્ધ અને પોતાના નિશ્ચયાનુસાર શ્રમ કરવો જોઇયે, એમ વિશેષેકરીને તેમના હેવાલથી આપણને માલમ પડેછે. પણ આવી રીતે વર્ત્તવામાં મનની ઘણી દૃઢતાની અગત્ય છે, એમાં

એટલું પણ જરૂરનું છે કે માણસે પોતાની કર્ત્તવ્યતાના માર્ગને સજ્જડ વળગી રેહેવું જોઇયે અને મોજ શોખમાં પડવું જોઇયે નહિ. બીજા રજપુતોનાં દ્રષ્ટાન્તની વિરૂદ્ધ અને તેને પોતાને ઘણું નુકસાન તથા દુઃખ વેઠવું પડયું તેમ છતાં જે તેને ખરો માર્ગ લાગ્યો તે માર્ગ પકડી રેહેવામાં પોતે કેવો એકલો દ્રઢ રહ્યો તે જુવો. હજી પણ આખા રજવાડામાં એક અવાજે એમ કેહેવાયછે કે પ્રતાપ એકલો ખરો નિવડયો છે. અને તેપ્રમાણે સર્વે હિન્દુઓ તેને એક ખરેખરો શૂરવીર અને દેવ જેવો લેખેછે.

તમારા મનઉપર ઠસાવવાને હું ઇચ્છું છું તે આ છે. જેમ પ્રતાપે તેની સત્તાની અસર કરી તેમ તમારે પણ તમારી સત્તાની અસર ફેલાવવી. કોઈ પણ માર્ગ ખરો છે એવી તમારી ખાતરી તમને થાય તો બીજાના વિચારની કંઈ પણ દરકાર ન રાખતાં ગમે તેટલો પ્રતિરોધ થાય, તોપણ દ્રઢ મનથી તે રસ્તાને વળગી રેહેવું. આપ્રમાણે કરવું સેહેલ નથી; એપ્રમાણે કરવું ઘણી વાર કઠિન થઈ પડેછે. જો કોઈ લૌકિક રીતિ ખરી હોતી નથી તો લૌકિક રીતિ કરતાં જે ખરૂં હોયછે તે કરવું વધારે કઠિન થઈ પડેછે એવું છે. તોપણ તમારે ખરેખર આગેવાન થવું હોય, તથા યથાર્થ રીતે મહાન્ પુરૂષ લેખે વિખ્યાત થવું હોય, તો કોઈ પણ કૃત્ય ખરૂં છે, એવી તમને ખાતરી થાય તો હરકોઈ પ્રકારે તમારે તે કરવું જોઇયે. કોઈ પણ કૃત્ય ખોટું છે, એમ તમારી ખાતરી થાય તો જો કે તે બધા કરતા હોય તોપણ દ્રઢતાથી તમારે તેનો તુચ્છકાર કરવો. અને બીજાઓને તે કરવા ન દેવા તમારી સર્વ સત્તા વાપરવી. તમે બીજાઓને તેમ ન કરવા દેવા કોહો તે પેહેલાં તમારે જાતે તેથી દ્રઢતા રાખી વિમુખ રેહેવું. કેહેવાને દીલગીર છું કે આવું આચરણ રાખવાને બદલે જે કૃત્ય બીજો કરતો હોય, તેથી તેને નિવારવાને ઇચ્છનાર એવો સરદાર, પોતેજ

કેટલીક વાર તેવું કૃત્ય કરતો આપણા જોવામાં આવેછે. તેના તાબાના માણસોએ ન કરવાં જોઇયે તેવાં કૃત્ય, તે વિનાકચવાયે કર્યાં કરેછે. એની ચાલ ગમે તેવી અપવિત્ર અથવા વિષયી હોય તોપણ તેને તે કરતાં વારવાની કોઇની હિમ્મત ચાલતી નથી. તેમ સદાચાર અને સત્યના માર્ગે ચાલવાને તેણે આગેવાન થવું જોઇયે, (એમ પરમેશ્વર તેના પ્રતિ ધારેછે) તેને બદલે તે મનસ્વી તુરંગથી વર્ત્યા કરેછે તોપણ તેને મ્હોડે કોઇથી કાંઈ કહી શકાતું નથી.

માટે આપણામાંના પ્રત્યેકને તથા સર્વને મારે એ કેહેવાનું છે કે જે કૃત્ય આપણને ખરૂં લાગે તેને આપણે વળગી રેહેવું. અને અમુક માર્ગ સારો છે એવી જો આપણને ખાતરી થાય, તો તેમાં કોઈ આપણ સામો થાય, અથવા આપણી હાંશી થાય, તોપણ તે માર્ગને અનુસરવો, એ આપણું કર્ત્તવ્ય છે. જો તે રસ્તો વાસ્તવિક રીતે સારો અને ખરો હશે તો છેવટ તેમાં જય થશે, એમાં કંઈ શક નથી. આપણું તેમજ બીજાઓનું વધારે ભલું થશે. આ વાત ખરી છે કે અહિંયાં આ વિદ્યાલયમાં પણ જો કે ખોટો માર્ગ વારંવાર બધાને વધારે ગમતો થઈ પડેછે તોપણ ખોટાની સામે ખરો રસ્તો પકડી રાખવાને ઘણા પ્રસંગ તમારે આવેછે. ઘણું કરીને પ્રતિદિવસ આપણ સર્વને એવા પ્રસંગ આવેછે. ક્ષત્રીનાં પાંચ મુખ્ય કર્મ મનુએ કહ્યાં છે.* તે તમારે લક્ષમાં રાખવાં અને તેપ્રમાણે વર્ત્તવાથી તમે પ્રતાપના જેવા પરાક્રમી થશો. ઘણી સત્તા પામેલા એવા સારા

---

* प्रजानांरक्षणंदान मिज्याध्ययनमेवच ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्यसमासतः ॥

૧ પ્રજાનું સંરક્ષણ કરવું, ૨ દાન આપવું, ૩ યજ્ઞ કરવો, ૪ ભણવું, ૫ સંસારના ભોગવિલાસમાં આસક્ત ન થવું, એ પાંચ કર્મ ક્ષત્રિયોને- માટે સંક્ષેપે ઠરાવ્યાં-મનુ સ્મૃતિઅધ્યાય ૧ શ્લોક ૮૯.

માણુસનું પોતાની સત્તાથી જેમ પોતાનું પણ કલ્યાણ થાયછે તેમ તેની આસપાસ રેહેનારનું પણ કલ્યાણ થાયછે. તેના જીવિત કરતાં પૃથ્વીઉપર બીજા કોઇનું જીવિત વધારે યશસ્વી નથી. એથી ઉલટી રીતે વિચાર કરિયે તો એમ કેહેવાય કે, જે માણુસ ઉચ્ચ સ્થિતિમાં હોવા છતાં કુમાર્ગે પોતાની સત્તા વાપરેછે તેના જીવિત કરતાં બીજા કોઇનું જીવિત વધારે ધિક્કારને પાત્ર નથી. આવું જીવિત ચલાવવાથી અણધાર્યો દુઃખનો ઢગલો વધી પડેછે; તેનો વિચાર કરતાં પણ ત્રાસ ઉપજે છે. આવો માણુસ પોતે પાપ કરેછે એટલુંજ નહિ, પણ તેના સ્વવર્ત્તનની અસરથી* બીજાને તે પાપ કરાવેછે. એથી તે પોતાના આત્માને નષ્ટ કરેછે, એટલુંજ નહિ, પણ તેના સમીપ વસનારાના આત્માને પણ નષ્ટ કરાવેછે.

---

## ૮ अरोगता.

( દુહો. )

અરોગતા તુજ તનતણી, ને વળી મનની જેહ;
પ્રભુ પાસે તું માગ કે, આપે દાતા એહ. ૪૫

સુમારે અઢારમા શતકની પેહેલાં જુવેનલ નામના રોમન કવિયે લખેલા ઉપરના પ્રસિદ્ધ શબ્દોથી બરાબર એમ સમજાય છે કે, જે મ્હોટાં સુખ મેળવવાને મનુષ્ય જાતિ અપેક્ષા રાખેછે તે માંહેનું સૌથી શ્રેષ્ઠ સુખ અરોગતા છે. અને મારા મિત્રો, વાસ્તવિક રીતે જોતાં અરોગતાનો વિષય ઘણી આવશ્યકતા ભરેલો છે. શરીરની રોગિષ્ટ અવસ્થા અને

*ભગવદ્ગીતામાં કહ્યું છે કે—જે માણુસ જાણી જોઈને સત્યજ્ઞાન મેળવવામાં નિઃસ્પૃહ રેહેછે તેણે પોતાનો નાશ પોતેજ કરચો એમ કહેવાય.
તિલંગની (પૃષ્ઠ ૧૦૬) પ્રકરણ ૧૩ શ્લોક ૨૭ ઉપર ટીકા.

નબળાઈ એ બે વાનાં જેટલાં આપણા મનુષ્યના પ્રયત્નને વિઘ્નકર્ત્તી થઈ પડેછે એટલું બીજું કાંઈ થઈ પડતું નથી; તેમજ આપણા બુદ્ધિબલનો આધાર તેના ઉપર છે એટલુંજ નહિ પણ વળી કેટલાક નીતિના ગુણ જેવા કે હિમ્મત, શાંતિ, તથા સ્વભાવની સરલતા અને માધુર્ય તે-પણ શરીરની અરોગતા જે મનુષ્યને પરમેશ્વરે બક્ષેલી શ્રેષ્ઠ ચિજો માંહેની એક ચિજ છે તેના ઉપર ઘણોજ આધાર રાખેછે. આમ છે તોપણ મને લાગેછે કે આ મ્હોટા સુખની ખરી કિમ્મત સમજનારા, તથા અરોગતા અને બ-લના આ અમૂલ્ય પ્રસાદ ઉપર ઘણોજ આધાર રહેલો છે એવું માનનારા, આપણામાંથી ઘણા થોડા માલમ પડશે. અને તેમાં વિશેષે કરીને આપણામાં જે તરૂણ વયના છે તેમાંથી તો ઘણાજ થોડા માલમ પડશે. ૧૮૬૬ ની સા-લમાં એડિનબરોની સર્વત્રશાળાના વિદ્યાર્થિયોને પ્રસિદ્ધ શિક્ષક કાર્લાઇલે આ વિષય ઉપર દીધેલી ઉત્તમ શિખામણ તમારે કૃપા કરી લક્ષમાં રાખવી જોઇયે. "છેવટે હે સભ્ય-જનો! મારે તમને એક શિખામણ દેવાની છે તે જોકે દે-ખીતી ઘણી નજીવી છે તોપણ જગત્માં અનુભવ કરવાથી ઘણીજ અગત્યની થઈ પડેછે; તમે ગમે તેટલા ઉત્સાહમાં તથા હાંશમાં હો તોપણ અરોગતા સાચવી રાખવા ધ્યા-નમાં રાખવું; કારણ કે હું પ્રથમથી અનુમાન કરૂંછું કે એ ઉત્સાહ અને હોંસ એવી છે કે તેને નિયમમાં રાખવા ત-મને ઘણી સલાહ આપીશ તોપણ તેમાં ઘણો વધારો થ-યાવિના રેહેશે નહિ. મને ખાતરી છે કે તમારા માંહેના કેટલાક તરૂણ વયના એવા છે કે તે જે ઉચ્ચ વસ્તુ મેળ-વવાનો ઈરાદો રાખેછે, તેમાં આગળ પડતા થવામાટે, ઉ-ત્સાહના પ્રબલમાં જીવિતને તુચ્છ ગણેછે, પણ તમારે હાલના કરતાં પણ વિશેષ તમારા જીવતાસુધી લક્ષમાં રા-ખવું જોઇયે, અને જો મારાથી એ લક્ષમાં રખાયું હોત તો

ઘણું સારૂં થાત, તે એ કે, અરોગતા એવી ચીજ છે કે તેની હમેશ સંભાળ રાખવી અને તમારે એમ પણ સમજવું કે તમારે માટે જગત્માં જે સઘળી વસ્તુઓ ભોગવવાની છે તેમાંથી અતિ શ્રેષ્ઠ વસ્તુ અરોગતા છે. સંસારમાં તમારે સંપાદન કરવાની એવી કોઈ જાતિની વસ્તુ નથી કે જે સંપૂર્ણ અરોગતાની બરાબર હોય. એ અરોગતાની આગળ સોનાની ઈંટો તથા લાખો રૂપિયા કંઈજ નથી. ફ્રાન્સના વસુલાતી અધિકારિયે કહ્યું હતું કે "કેમ, ઉંઘ વેચાતી મળતી નથી? ગમે તેટલું મૂલ્ય આપતાં પણ ચૌટામાં ઉંઘ મળતી નથી."

" હોલી (holy) (પવિત્ર) શબ્દનું પ્રાચીન રૂપ ટ્યુટોનીક ભાષામાં "હેલીગ" (heiling) થાયછે ને એનો અર્થ પણ "હેલ્થી" (healthy) (નિરોગી) થાયછે ને એ મને નવાઇની વાત લાગેછે. એ વિષે મેં ઘણા વખત પેહેલાં ટીકા કરી હતી અને એ વાત મારા મનમાં પણ ઘોળાયાં કરેછે. મને લાગેછે કે "હોલી" (પવિત્ર) નો ખરેખરો અર્થ "હેલ્થી" (નિરોગી) છે એ સિવાય વધારે સારી વાખ્યા તે શબ્દની તમને મળવાની નથી. સંપૂર્ણ રીતે નિરોગી એટલે કે નિરોગી શરીરમાં નિરોગી મન. જે માણુસ સર્વ પ્રકારે સ્વચ્છ અને જેની સર્વ વૃત્તિયો સમતોલ સ્થિતિમાં હોયછે તેજ માણુસ નિરોગી અને પવિત્ર ગણી શકાય. તેની બુદ્ધિ ભૂમિતિમાં કહ્યા પ્રમાણે સમતલ શુદ્ધ દર્પણ જેવી હોયછે. એટલે સર્વ ઓળખવાને પ્રકાશપૂર્વક ચેતનાવાળી, તથા તે વસ્તુઓની છાપ તેના ઉપર પડતી જાય એવી, તેમજ સર્વ પદાર્થની પ્રતિમા પોતપોતાના ખરા પ્રમાણમાં તે ઉપર પડતી જાય એવી હોયછે. વળી એ બુદ્ધિરૂપી દર્પણ મરડાઇને બાહારથી અથવા અંદરથી ગોળાકાર બની જઈ તેમાં પડતા આકારને વિરૂપ કરી નાંખે એવું હોતું નથી. કારણ કે જો એમ થાય તો તે વસ્તુનું ખરૂં સ્વરૂપ જો-

વામાં તેને ઘણુંજ ફાંફાં મારવાં પડેછે, તથા હસ્તક્રિયા-
વડે સુધારવી પડેછે. તેની બુદ્ધિ નિર્વિકારી, નિર્મલ અને
અપરિમિત હોયછે. અને તેની આસપાસની સર્વ વસ્તુ
તેના ખરા સ્વરૂપમાં જોઈ શકેછે. આ પ્રમાણે સંપૂર્ણ નિ-
રોગી સ્થિતિ આપણે મેળવી શકિયે એમ નથી. ખરૂં જોતાં
આપણે જે વ્યવહારમાં પ્રવૃત્ત રહિયે છિયે તેજ આવી
સ્થિતિનો નાશ કરેછે. બુદ્ધિનું કોઇ પણ નિશ્ચયાત્મક ધા-
રેલું કાર્ય લાંબી વાર સુધી કરી શકવાનું બની શકે એમ
નથી. ઉદાહરણ તરીકે લઇયે કે જો તમે કોઈ પણ પુ-
સ્તક લખવાની ઇચ્છા કરો તો એથી તમે તમારી માન-
સિક નિરોગતા બગડ્યાવિના તે પાર પાડી શકશો નહિ
(હું તો કહુંછું કે મારાથી તો કોઇ વાર પણ એમ બની
શકતું નથી) આમ તો છે તથાપિ કામ તો કરવુંજ જો-
ઇયે; અને તમારા ધંધાનેલીધે તે કામ કરવાની અગત્ય
હોય તો તમારે તમારી ધારણા પાર પાડવીજ જોઇયે,
અને તેમ કરવા જતાં અરોગતાને હાનિ પોહોંચે તો છો
પોહોંચતી પરંતુ આટલું સદા સ્મરણ રાખવું જોઇયે કે આ-
પણાથી બની શકે તેટલી ઉતાવળથી પ્રથમની નિરોગી
સ્થિતિમાં પાછા આવી શકાય એમ કરવું. એજ સર્વ વ-
સ્તુને સમતોલ રાખવાનું કેન્દ્રસ્થાન છે એમ સમજવું.
તમારે તમારૂં લક્ષ જે નિરોગતા અથવા પવિત્રતા કેહે-
વાયછે તે ઉપર રાખવું જોઇયે."

બીજા પુસ્તક ઉપરથી ઉપર જે ઉતારો કરી લેવામાં
આવ્યો તે લાંબો તો છે પણ એ કરતાં બીજો સારો હું
આપી શકત એમ મને લાગતું નથી. મિ. કારલાઈલના
એ શબ્દો તમારે તમારા અંતઃકરણમાં ઠસાવી રાખવા જો-
ઇયે. અભ્યાસના સંબંધમાં (અને) જેને તે બુદ્ધિસંબંધી
કામ કેહેછે; જેવું કે ચોપડી લખવા સંબંધી કામ; આ બાબત-
વિષે મારે તમને અમુક સૂચના કરવાની છે. તમારે ત-

મારી આંખ વિષે વધારે કાળજી રાખવી જોઇયે. તમારા મગજને ગજા કરતાં વધારે તમે મેહેનત આપશો એમ તો મને લાગતું નથી પણ રાત્રે વાંચવાનેમાટે તમારી આંખોને ગજા કરતાં વધારે મેહેનત આપો એમ છે. ઘણા ઝાંખા અથવા અતિશય પ્રકાશવાળા દીવાથી રાત્રે વાંચવામાં આવ્યાથી હિંદુસ્થાનના વિદ્યાર્થિયોની આંખને નુકસાન પોહોંચેછે, એમ અનુભવથી સિદ્ધ થયું છે. એ પણ વાત ખરી છે કે હિંદુસ્થાનમાં સૂર્યનું તેજ એવું પડેછે કે તેથી આપણી આંખોમાં નબળાઈ અગાઉથી ઘર કર્યાવિના રેહે નહિ. પણ જ્યારે આમ હોય અને જો એવી નબળાઇ રેહેતી હોય તો નઠારા દીવાના અજવાળા આગળ વાંચ્યાથી તે નબળાઈ વધેછે. "મુંબઈમાં હવણાં તપાસ કરતાં માલમ પડ્યું છે કે, સરકારી પાઠશાલામાં ભણતા યુવાન પુરૂષો માંહેનો મોટો ભાગ ટુંકી દૃષ્ટિવાળો થઇ ગએલો જણાઈ આવ્યો છે. આનું મુખ્ય કારણ એમ માલમ પડ્યું કે, તેઓ રાત્રે ઝીણા દીવા આગળ અભ્યાસ કરેછે અને તેથી તેમને તેમની ચોપડિયો છેક આંખની પાસે રાખવાની જરૂર પડેછે. બનતાસુધી જોઇયે તેટલું અજવાળું નિરંતર રાખવું જોઇયે. દીવાનું વધારે અજવાળું રાખવાથી પણ નુકસાનકારક છે, અને કેટલાક વિદ્યાર્થિયો હાલમાં પોતાની બરાબર સામે ઝકઝક બળતા કેરોસીન તેલના દીવા મૂકેછે તેથી તેમની આંખોને નુકસાન પોહોંચાડેછે. દીવો તો વિદ્યાર્થિયે પોતાના માથા ઉપર ડાબા હાથની બાજુએ રાખવો એ યોગ્ય સ્થાન છે."*

આ વિદ્યાલયના કેટલાક કુમારોને આંખના તેજની નબળાઇ પડી ગઇછે તે તમને ખબર છે, માટે મારે તમને

---

*મરડૉકનો હિંદુસ્તાનના વિદ્યાર્થિયો માટેનો લઘુ ગ્રંથ (ઇન્ડિઅન સ્ટૂડન્ટસ મેન્યુઅલ) મદ્રાસમાં ૧૮૮૭ માં છપાએલો.

શિખામણ આપવાની છે તે એ કે, બનતાસુધી દાહાડે વાંચવું પણ રાત્રે વાંચવું નહિ, અને જો રાત્રે વાંચવું પડે તો પૂર્ણ પ્રકાશવાળા મૃદુ દીવા આગળ વાંચવું.

સારી અરોગતા એ એક ફરજ છે તેમજ સુખ છે, એ ફરજ છે તેનું કારણ કે તે આપણી પોતાની મરજી અને પસંદગી ઉપર ઘણો આધાર રાખેછે; અને વળી તે સુખ એટલામાટે છે કે જેને આપણે વિચાર કર્યાવિના અને જાણી જોઇને જતી કરિયે છિયે. આપણી પોતાની બેફિકરાઈથી અને અવિવેકથી વારંવાર આપણે કેવા માંદા પડિયે છિયે? જે વસ્તુ આપણે જાણિયે છિયે કે તેથી આપણને નુકશાન છે પણ માત્ર સ્વાદમાં સારી લાગવાથી અકરાંતિયાપણે ખાઇને આપણી ક્ષુધા કેટલી મૂર્ખાઇથી તૃપ્ત કરિયે છિયે?

શારીરક ઇચ્છાઓ તૃપ્ત કરવાને આપણે મંડિયે છિયે તે વિષે પણ એમજ સમજવું; એથી આપણે માંદા પડિયે છિયે અને આપણામાં જે શક્તિ તથા સામર્થ્ય હોયછે તેટલા બધાનો ઘટારો થાયછે અને કુદરતે આપેલી આપણી અરોગતાનો આવી રીતે ખોટો ઉપયોગ કરવામાં આવ્યાથી આપણે આપણી જીંદગીને ક્ષીણુતાએ પોહોંચાડિયે છિયે તથા ટુંકી કરિયે છિયે. જો આ વિચાર આપણે મનમાં લાવિયે તો તે ઘણો લક્ષમાં લેવા જેવો છે. ખરેખર તે ઘણી વિચારવાયોગ્ય બાબત છે અને આપણી ઇચ્છાઓ તૃપ્ત કરવાથી આપણે ક્ષણિક સુખ મેળવિયે છિયે તે કેવું તુચ્છ છે તેના વિચાર સાથે વળી તેના બદલામાં નિરોગતાનાં અમૂલ્ય સુખનો ઘણી વાર આપણે ભોગ આપિયે છિયે એ શું આશ્ચર્યજનક નથી?

પાકા વયના માણસોની તથા છોકરાંની સર્વે પ્રકારની સ્થિતિ વિષે મારે હવણાં વિવેચન કરવું નથી. કેટલાએક

જન્મથીજ તકલખી તથા નબળા હોયછે અને બીજા કેટલાકની આરોગતા અકસ્માત્ તથા તેમના સ્વાધીનમાં ન રેહે એવા બનાવ બનવાથી જતી રેહેછે એવા પુરૂષો ઘણા નબળા હોયછે તોપણ તેમનાં જીવિત ઘણાં ઉપયોગી તથા અતિ કલ્યાણકારક હોયછે, કારણ કે શારીરક નબળાઇથી તેમનામાં પોતે પ્રાપ્ત કરેલું આપ બલ ઘણું હોયછે. એ બલ નીતિનું બલ કેહેવાયછે, તે શારીરક નબળાઇ તથા ઈશ્વરેચ્છાને ધૈર્ય રાખી સ્વાધીન થવાથી આવેછે.

પણ જે આરોગતા તમારામાં અને ઘણા ખરા જુવાન પુરૂષોમાં હોયછે તેના સુખ વિષે તથા તે સંભાળથી જાળવી રાખવાનો તમારો ધર્મ અને ડાહાપણ તેવિષે હું કહું છું. જીવિતમાં મળતા મોટા પ્રસંગમાંહેનો એક પ્રસંગ આ સુખ છે; એનો ઉપયોગ કેમ કરવો તે વિષેનું જોખમ તમારા ઉપર છે. એ જવાબદારી છે તે તમે જાણોછો કે નહિ? ને જો જાણતા હો તો તે પ્રમાણે બરાબર વર્ત્તવાની તમે કાળજી રાખોછો કે નહિ?

આ વિષયમાં બે મુખ્ય રક્ષણનાં સાધન છે, મિતતા અને પવિત્રતા. મિતતા અથવા નિયમવૃત્તા ન રાખવાથી કેવો માઠો પરિણામ થાયછે? તથા આંગિક તૃષ્ણાઓને હદ ઉપરાંત તૃપ્ત કર્યાથી જે દુઃખ તથા આપત્તિ આવી પડેછે તે તમે સારી પેઠે જાણો છો. બધા ધર્મમાં એક સરખી રીતે જે વિષે મના કરવામાં આવેલી, તથા સાધારણ બુદ્ધિવાળાઓએ પણ જે તજવાને જણાવેલું એવી કેફી વસ્તુઓ અને માદિક દારૂનું અતિશય સેવન કરવાથી કેવાં પરિણામ થાયછે, અને એથી માણસનું જીવિત ઓછું થઈ જાયછે એટલુંજ નહિ પણ તે જ્યાંસુધી જીવેછે ત્યાંસુધી અધમ અને ધિઃકારને પાત્ર થઇ પડેછે તે તમે જાણોછો.

અહિં કાઠિયાવાડમાં રેહેવાથી, અફીણ ખાવાથી થતી હા-

નિકારક અસર આપણુ સર્વેની નજરે પડેછે. આ વસ્તુ વાપરવામાં પોતાનો પૈસો તથા પોતાનું જીવન પ્રતિદિવસ ખોઈ બેસનારા બુદ્ધિહીન વર્ગનો વિચાર કરિયે તો ત્રાસ ઉપજે એવું છે. મુંબાઇના એક વર્ત્તમાનપત્રમાં થોડા દિવસ ઉપર આ બાબત વિષે પ્રકટ થયેલી કેટલીક ટીકા હું તમને વાંચી સંભળાવું છું. અને તે ટીકામાં એ દુષ્કૃત્યની અતિશયોક્તિ કરી હોય એમ હું ધારતો નથી. તેમાં લખ્યું છે કે, "મુંબાઈ ઇલાકાના જે ભાગમાં અફીણ ઘણું વપરાય છે તે ગુજરાત અને કાઠિયાવાડના વિસ્તીર્ણ મુલક છે. આપણે જાણિયે છિયે કે બોરી ખેડુતો સિવાય ગુજરાતમાં બધાઓમાં અફીણ વપરાયછે, કણબી, ગરાશિયા, રજપૂત, કોળી, બધા વધારે કે ઓછું અફીણ ખાનારા હોયછે. ગુજરાતનાં બધાં ગામડાંમાં નહિ તો ઘણાં ખરાં ગામડાંમાં તો હિંદુઓમાં અફીણ ખાનારની નિસ્પૃહી, બેશુદ્ધિ દર્શક તથા મંદ ઉંઘની લેહેરવાળી આંખ તમારી નજરે પડશે. આ લોકને ઘણો થોડો ખોરાક જોઇયે છિયે. અફીણ ખાનારને રૂચિ થતી નથી. જેટલું વ્યસન હોય તેટલું અફીણ મેળવવામાટે જેટલું કામ કરવાની તેમને અગત્ય પડેછે, તેટલાનેજમાટે તેઓ મેહેનત કરેછે. તેમને જો એમ પૂછિયે કે તમારાં ખેતર ખેડ્યાવિના કેમ રાખ્યાં છે? અથવા અરધાં પરધાં કેમ ખેડયાં છે? ત્યારે તેઓ કેહેછે કે, અમારે જે મેહેનત કરવી પડેછે તેનો ખ્યાલ કરો. તેઓ બે ફિકરાઇથી બોલ્યા ચાલ્યા વગર અને અડધા ઉંઘમાં એક પછી એક પગ ઘસતા ચાલેછે. એક ગામડામાં એક માણુસે જઇને પૂછ્યું કે તમે લોકો પૈસે ટકે સુખી છો કે નહિ? ત્યારે તેને એવું ઉત્તર મળ્યું કે અફીણ એટલું બધું મોઘું છે કે **અમારાથી કેમ સુખી થવાય?** આવા દેશમાં ચંચલ અને ઠીંગણા દેખાતા મરાઠા લોકોનો પ્રચાર થયો એમાં નવાઈ નથી. આ પ્રાંતમાં અર્ધ્ધ કરતાં વધારે બ-

હારવટિયાપણું અફીણની દાણચોરીનેલીધે થાયછે. જ્યાં ખેડુતોએ પિશાચરૂપ અફીણથી કેટલેક દરજ્જે મુક્ત રેહેવા ઉપાય યોજેલા છે, ત્યાં તેઓની સ્થિતિ નિઃસંશય પૈસે ટકે સુખી છે, આટલું છતાં પણ અમે ધારિયે છિયે કે એવું એકે ગામ નથી કે જ્યાં અફીણ ખાનારની સંખ્યા વધારે ન હોય અને અફીણ ન ખાતો હોય એવો માણસ પણ ભાગ્યેજ મળી આવે. અફીણ ખાવાની ટેવ નઠારી છે એમ લોકો કબુલ કરેછે પણ જેમ રોજ દારૂના પીનારને દારૂવગર ચાલતું નથી, તેમ તેમને અફીણ લીધાવગર ચાલતું નથી. અફીણિયાના જીવિતનો આધાર તેના વ્યસન ઉપરજ માત્ર રેહેછે. પરોઢિયેથી તે સાંજસુધી તેને નિશો હમેશ રહ્યાં કરેછે. અફીણ ચડચું હોય ત્યારેજ તેનામાં જીવ હોય એમ લાગેછે, પણ તે ન લીધું હોય તો તે મુડદાં તુલ્ય જણાય છે. અફીણ વેચવાનો હક સરકારે પોતાના સ્વાધીનમાં રાખીને યુક્તિથી વધારે કિમ્મત ઠરાવ્યા છતાં તે વ્યસન ઓછું કરવાની (લોકમાં) અસર થઈ નથી. જેમ આલ્કોહોલ શરીરનો નાશ કરેછે તેમ અફીણ કરતું નથી, પણ તેથી મન અને બુદ્ધિ તથા જીવન નષ્ટ થાયછે અને તેથી શરીર નિરૂપયોગી બની જાયછે."*

જે કાઠિયાવાડ ઘણું કરીને રજપુત અને કાઠીની વસ્તીવાળું છે તેમાંની ધંધો કરનારી વસ્તીના ઘણા મ્હોટા ભાગની સ્થિતિનો ખરો ચિતાર પણ ઉપર જણાવ્યા પ્રમાણેજ છે. તથાપિ સારા અને ઉચ્ચ વર્ગના માણસોમાં આગળના જેટલો માદક પદાર્થનો પ્રચાર ચાલતો હોય એમ હું ધારતો નથી. આમ છતાં પણ વધારે ઉચ્ચ અને કેળવણી પામેલા વર્ગમાં અફીણનો તેમજ મદ્યાર્કનો ઉપભોગ ગયો નથી. અફીણ તથા મદ્યાર્ક બંને દરરોજ હદ ઉ-

* ટાઈમ્સ ઓફ ઈન્ડિયા તા. ૧૦ મી ડિસેમ્બર ૧૮૮૮.

પરાંત લેવામાં આવે તો ઝેર જેવાં છે, તેથી માણુસના જી-
વીનો નાશ થાયછે. અને તેનામાં જે અરોગતા અને પુ-
રૂષત્વ હોય છે તે તેનામાંથી જતાં રેહેછે. હમણાં કેટલાંક
વર્ષથી અફીણ ખાવાની ટેવ હિંદુસ્થાનમાં થોડી ઘણી
ઓછી થઈ છે ખરી પણ બીજી તરફ જોતાં તેવીજ રીતે
અરોગતા નષ્ટકરનારી દારૂ પીવાની ટેવમાં કંઈક વધારો
થયો છે એમ મારા સાંભળવામાં આવ્યું છે, અને તે ખરૂં
પણ હોય, તથાપિ એવિષે હું ખાતરીથી કહી શકતો નથી.
દારૂ પીવાથી થતાં માઠાં પરિણામના દાખલા આપણા સ-
ર્વની નજરે પડેછે; પણ એ પાપનો પ્રવેશ હવણાંનાજ
સમયમાં થયો છે એમ નથી, મારે તો તમને માત્ર એટ-
લુંજ કેહેવાનું છે કે તમારે પોતે સાવધ રેહેવું. ખરેખર
તમારે વધારે સાવધ રેહેવું જોઇયે. અને તમારે તેમજ
તમારામાંના ઘણાને સત્તા અને હુકુમતની પદવિયો ભોગ-
વવાની છે, માટે નમ્રતાપૂર્વક મારે તમને એ કેહેવાનું છે
કે, કોઈ પણ વસ્તુ લેશમાત્ર પણ એવી હોય કે તેથી મિ-
તતા ન રેહેવાની ટેવ પડી જાય તેનો પ્રતિબંધ તમારે પો-
તેજ કરવો એટલુંજ નહિ પણ તમારી આશપાશના રેહે-
નાર માણુસનામાં તેમ ન થવા દેવા તમારાથી બને તેટલો
પ્રતિબંધ કરવો. કોઈ પણ જાતનો કેફી દારૂ કદિ ન લે-
વાનો નિશ્ચય કરવાની હું તમને શિખામણ આપું છું, ત-
મારામાંના જેમને દારૂ પીવાની ટેવ પડી નથી તેમની
અરોગતા તે ન લેવાથી વધારે સારી રેહેશે. મદ્રાસમાં
પ્રગટ થયેલી ન્હાની ચોપડીમાંથી પ્રથમ પ્રમાણે હું તમને
વાંચી સંભળાવું છું. તેમાં લખેછે કે "ધારો કે આપણે
એમ માન્ય કરિયે કે શુદ્ધ દ્રાક્ષારસનો ઉપયોગ ઘણોજ
માફકસર કરવાથી નુકસાનકારક નથી, તેમ છતાં પણ હિં-
દુસ્થાનના જુવાન પુરૂષોનેમાટે વધારે નિર્ભય અને ડાહા-
પણનો રસ્તો એ છે કે તેમણે તેમના પૂર્વજોની રીત પ્ર-

માણે જલપાનનેજ વળગી રેહેવું. ઘણા માણસો જે શરૂઆતમાં મિજાનસરજ પીવાને નિશ્ચય કરેલો પણ તેમાં મિતપાન રહી ન શકયાથી તેના ભોગ થઈ પડયા છે, પણ જે માણસ સક્ત જોસવાળો દારૂ બીલકુલ લેતો નથી તેને આવું કદિ થતું નથી. "કદિ આવા પ્રકારની ટેવ પાડવી નહિ, એટલે તમને કોઈ પ્રકારની કદિ ભીડ પડશે નહિ?"

દ્રાક્ષના દારૂ તથા ગાળેલા દારૂના સંબંધમાં એ વાત ખરીછે, તેમજ અફીણને માટે પણ એમ છે. કદિ કશાની ટેવ પાડશો નહિ એટલે તમને કશાની કદિ ભીડ પડશે નહિ.

વ્યસનવિષે ઉપરના દાખલા આપી મેં કેટલાક વિસ્તારથી વિવેચન કરયું તેનું કારણ એ છે કે, માદક પદાર્થ અરોગતાનો નાશ કરવાને પ્રબલ સાધન થાયછે, એમ મને ધાસ્તી લાગેછે, એ વસ્તુઓ શરીર તથા મન બન્નેમાં રોગની ઉત્પત્તિ થવાનાં અતિ સામાન્ય કારણરૂપ છે. અને હે મારા મિત્રો, અમિતતા તથા નબળાઈની સાંકળથી પોતાની મેળે શરીર તથા જીવને જે માણસો આવી રીતે બંધાવા દેછે તે શું તેમનામાં એક જાતની ઘેલાઈ તથા સ્વછંદી ગાંડાઈ જેવું નથી? છાકટો માણસ કાંતો તે બંધાણી હોય અથવા દારૂડિયો હોય તોપણ શું તે જીવતા છતાં મુઆ જેવો નથી? તેમજ પોતાનાં કર્ત્તવ્યપ્રતિ મંદ બુદ્ધિનો, જગત્પ્રતિ નિસ્પૃહિ અને પ્રત્યેક ઉપયોગી કૃત્યને માટે શું તે નકામો નથી? જે માણસ જાણીજોઇને દારૂ અથવા અફીણને વશ થઈ જાયછે તે પોતાની બુદ્ધિપૂર્વક અઘોર પાપનો અપરાધી નથી? શું તે ઇચ્છાપૂર્વક આત્મહત્યાનો અપરાધી નથી?

મારા મિત્રો, આ દેશમાં અફીણ અને કેફી દારૂ પીવાથી થતી માઠી અસરનો, તથા વ્યસન અને કેફનેલીધે આરોગ્ય તથા પૈસા તથા કાલની જે હાનિ થઇ છે, અને થયાં જા-

યછે તેનો આપણે વિચાર કરિયે તો આપણે એમ કેમ અંગિકાર ન કરવું જોઇયે, કે આ પ્રાંતનો પ્રત્યેક માણસ જો ઔષધી તરીકે અગત્ય હોય તે શિવાય અફીણનો એક વાલ પણ કોઈ દિવસ ન ચાખવાની અથવા દારૂનું એક ટીપું પણ ન પીવાની પ્રતિજ્ઞા લે તો તેથી એક મહત્ કલ્યાણ થાય, એટલુંજ નહિ પણ આખા દેશમાં સાર્વજનિક કલ્યાણ થાય. અને જેવી ઇંગ્લાંડમાં હાલ છે તેના જેવી વ્યસન નિષેધક મંડળિયો જેવી મારા સમજવામાં છે કે અમદાવાદમાં થોડા વખતથી બંધાયેલી છે તેવી કાઠિયાવાડમાં બંધાય તો તેથી સાર્વજનિક હિત અને પ્રજાસંબંધી લાભ કેમ ન થાય? જો એવી મંડળી રજવાડામાં બંધાય અને તેના સભાસદ અને આશ્રય દેનારા રજવાડાના રાજા હોય તો તેથી કેટલી સબલ અસર થાય? આ સૂચના ઉપર વિચાર કરવા જેવું છે, આ વાત નહિ બને એમ હું ધારતો નથી.

વળી જેમ પીવામાં નિયમ છે તેમ ખાવામાં પણ નિયમ છે, અને જો આપણે સારી અરોગતા રાખવાની ઇચ્છા રાખતા હોઇયે તો એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ, જે બેન્જામીન ફ્રાંકલીને વર્ત્તનના નિયમો કરેલા છે અને જે વિષે હું આગળ બોલી ગયો છું તે આ વિષે કેહે છે કે "એટલું બધું ન ખાવું કે જેથી આળસ આવે, તેમજ નિશો ચડે એવું કાંઈ પીવું નહિ, સારી અરોગતા કેવળ સાદા હલકા ખોરાકથી વૃદ્ધિને પામે છે; તેમજ મિતાહારથી તેને પુષ્ટિ મળે છે."

આપણા મિત્ર મિ. માણેકલાલે કૃપા કરીને આ વિષયસંબંધી નીચેનો શ્લોક મને આપ્યો છે.

**मात्राशीसर्वकालंस्यात् मात्राह्यग्नेः प्रवर्त्तिका ॥**
**मात्रा प्रमाणंनिर्दिष्टम् सुखं यावद्विजीर्यते ॥ १ ॥**

માણસે નિરંતર માત્રાસર ભોજન કરનાર થવું જોઇયે; કારણ કે માત્રા એ જઠરાગ્નિને ઉદ્દીપન કરનારી છે, ડાહ્યા જનોએ માત્રાનું પ્રમાણ આ રીતે બાંધેલું છે કે સેહેલથી અન્ન પચી જાય એટલું ખાવું તેને માત્રા કેહેછે.

મારા જાણવા પ્રમાણે હિંદુઓમાં એમ કેહેવાય છે કે આપણી પોણી ભૂખ તૃપ્ત થાય તો એકંદરે તેથી સંતોષ ઉપજે એમ છે. આના સંબંધમાં ગુલેસ્તાનમાંથી મુસલમાની વાત ઉમેરીને કહુંછું. અતિ નિપુણ ઇરાનના રાજાઓમાંહેનો એક અરદેશર બાબુખાનને વિષે એમ લખવામાં આવ્યું છે કે એણે એક સમયે અરબસ્તાનના એક હકીમને પૂછ્યું કે મારે દરરોજ કેટલું ખાવું? એનું તેણે એવું ઉત્તર આપ્યું કે (સો દિરમ) ૨૯ તોલા ભાર લેવાય તો બસ છે. રાજાએ કહ્યું કે એટલા થોડા ખોરાકથી કેમ રેહેવાય? તે હકીમે જવાબ દીધો કે "એટલો ખોરાક તમને પોષણ કરવાને બસ છે, એથી જેટલું તમે વધારે ખાશો તેટલો ભાર તમારે વેહેવો પડશે.

દુહો.

જીવવા ને પ્રભુ પ્રાર્થવા, આપણ ખાઇયે ખાજ;
તમે એમ અંતર ગણો, જીવો ખાવા કાજ*. ૪૬

મહાન્ અકબર, જેનું શરીર તેના મનના જેવું સબલ હતું તેને વિષે એમ લખાયલું છે કે, તે મિતાહારી અને પરહેજી પાળનાર એટલો બધો હતો કે દરેક ચોથે દિવસે માંસ ખાતો નહિ.

અંગકસરત એ એક બીજી બાબત છે, તે સારી અરોગતા સાચવી રાખવામાં કારણભૂત છે; હું ધારૂંછું કે અંગકસરત વિશેષે કરીને હિંદુસ્થાનમાં પુષ્ટિકારક છે, કારણ કે હિંદુસ્થાનની હવામાં એવો કંઈક ગુણ રહેલો છે કે તેથી

* ગુલેસ્તાન બાબ ત્રીજો વાર્ત્તા છઠ્ઠી.

ખામુખા લોકો સુસ્ત બની જાય છે. ખરા મધ્યાહ્ન સમયે લૂ વાયછે ત્યારે કેવી અસર થાય છે તે જે કોઈ હિંદુસ્થાનમાં રહેલો છે તે જાણે છે. આ વેળાએ ધિકધિકતા આકાશમાં આખું વાતાવરણ કંપી જતું દેખાય છે. આવા ગરમ મધ્યાહ્ન કાલની અસરના ઝપાટામાં આપણે આવી જઇયે છિયે તો આપણી મનોવૃત્તિ એવી થાયછે કેઃ—

દુહો.

સકલ હોંસ ને હ્રદય તે, વિષાદને વશ થાય;
વીતી વાતનું સ્મરણ થઈ, વિચાર તેમાં જાય. ૪૭

આવા પ્રકારની અસર હિંદુસ્થાનમાં વસનારાઓને નિરંતર થાયછે.

પણ મને લાગે છે કે જે માણસનો ધંધો એવો હોય છે કે જેથી તેને શ્રમ પડે છે અને તેનું શરીર કસાય છે, તેમના કરતાં જે માણસોને બેઠાબેઠ રહીને પોતાનો નિર્વાહ ચલાવવો પડે છે તેમનામાં આવી વૃત્તિ વધારે જણાઇ આવે છે. મેહેનતુ વર્ગમાંહેના ઘણા ખરા શરીરે ચંચલ, આરોગ્ય અને મજબૂત હોયછે. એ ઉપરથી હું ધારૂંછું કે જો કામ કરવાની ટેવ તથા કસરતથી કંટાળી જવાની વૃત્તિનો આપણે પ્રતિબંધ કરવા સાવધ રહિયે તો આપણને એવી ખાતરી થશે કે હિંદુસ્થાનમાં તાપ એવો પડતો નથી કે જેથી આપણી અરોગતાને નુકસાન થાય. લૉર્ડ ડર્બિએ ઇંગ્લાંડના વિદ્યાર્થિયો પ્રતિ એવી સૂચના કરી હતી કે "જે માણસોને ઘરબાહારની કસરત કરવાનો અવકાશ મળતો નથી, તેમને માંદા પડવાનો સમય આવેછે." આ કથન હિંદુસ્તાનને પણ બરાબર લાગુ પડેછે.

બીજું રક્ષણનું સાધન મેં કહ્યું હતું તે સ્વચ્છતા છે, આ વિષે મેં તમને આગળ એક પ્રસંગે કહેલું છે. સ્વચ્છતાને નિયતવૃત્તિ સાથે ઘાડો સંબંધ છે, એ જ્યાં હોય છે ત્યાં

મિતાહાર અને મિતપાન (નિયતવૃત્તિ) હોયછે, શરીરની તેમજ મનની પવિત્રતા એટલે કે વારેવારે નાહાવું, અને ચોખ્ખાઈ રાખવી, એ અરોગતાનું ઉપયોગી અનુસંધાન છે. અને હિંદુધર્મમાં વર્ણવેલો સદ્‌ગુણ જેને પવિત્રતા કેહેછે તેનો એ અંશ છે. આ સઘળી દુનિયામાં સ્વચ્છતાવિના પવિત્રતા તથા અરોગતા દેનારૂં બીજું એકે વિશેષ નથી, અને તેથી ઉલટું હે મારા મિત્રો, એ તમે લક્ષમાં રાખજો કે અસ્વચ્છતા જેવું બીજું કાંઈ પણ તન અને મનને હાનિકારક નથી. અપવિત્રાતાના એક પ્રકારનું વિવેચન કરતાં મનુએ કહ્યું છે કે અપવિત્રતા એટલી બધી ખરાબ છે કે તેથી આ સૃષ્ટિનેવિષે માણસની જીંદગી જેટલી ટુંકી થાય છે તેટલી બીજા કોઈ પણ કારણથી થતી નથી.

## ૯ उपभोग.

(ગીતિ.)

જીવિત મનુષ્ય કેરૂં, કેવલ વર્ત્તન કેવું છે સારૂં,<br>
તનમનથી રેલાવા આનંદે તે અતિશય ઠિક ધારૂં. ૪૮

(બ્રાઉનીંગ્સ સાલ.)

જીવિતનો જે ઉપભોગ કરવાનું પસંદ કરનારા છે તેઓને તે કષ્ટ અને ખેદયુક્ત ફોકટ ફેરાજેવું થઈ પડતું નથી. તેમને તો તેમની આસપાસ સર્વ સ્થલે વ્યાપેલો પ્રકાશ તથા સૌન્દર્ય જોઈ નિત્ય ઉત્સવ જેવું છે એમ* જો આપણે સ્વીકારિયે અને ઉપભોગ કરિયે તો જગત્ આનંદનું ભરેલું છે, જો આપણે લક્ષમાં રાખિયે તો નિત્ય કંઈ પણ આપણને મનોરંજક લાગે એવું હોયછે, જો આપણે તેને પ્રશંસનીય

* જે આનંદી હૃદયના છે તેમને સદા ઉત્સવજ છે. સોલોમનની કેહેવતો ૧૫.

ગણીશું તો આપણી શ્લાઘા આકર્ષીય એવું કંઈ પણ આપણને મળી આવશે. જો આપણે આપણાં અંતઃકરણ પ્રકટ કરીશું અને તેમનો આદર કરીશું તો મૈત્રી તથા અન્યોન્ય લાગણી, મમતા અને પ્રેમ જોવામાં આવશે. એ તો વાત ખરીછે કે, આપણ સર્વને કાંઈ નહિ તોપણ કંઈ પણ જંજાલ હોયછે ખરી. પણ તેની સાથે આપણ સર્વને આનંદના સમય આવેછે અને જે માણસ હિમ્મત ધરી જીવિતમાં આવી પડતાં દુઃખ સહન કરેછે અને પોતાના સુખનો સંપૂર્ણ રીતે તથા આભાર સાથે ઉપભોગ કરેછે, તે જીવિતમાં મળતા પ્રસંગનો સારો ઉપયોગ કરેછે. અને તેવીજ રીતે "સરજોહોન લ્યુબોક" જીવિતના સુખ વિષેના પુસ્તકમાં* કેહેછે તે પ્રમાણે સુખમાં ધર્મ રેહેલો છે. તેમજ ધર્મમાં સુખ રેહેલું છે.

આપણને પ્રાપ્ત થઈ શકે એવા નાનાપ્રકારના ઉપભોગનો સારો ઉપયોગ કરવો એ આપણો ધર્મ છે. તોપણ વારંવાર તે ફરજ બજાવવામાં આપણાથી જેટલી ગફલત થઈ જાયછે તે કરતાં વધારે ગફલત બીજી કોઈ ફરજ બજાવવામાં આપણે કરતા નથી. મને લાગેછે કે આપણા ઉપર આવી પડેલા સંતાપને આપણા માંહેલા ઘણાખરા ઘણા વધારે રૂપમાં બતાવેછે. કદાચ આપણે તે સંતાપની ગણના ઘણી મ્હોટી કરી નાંખિયે છિયેઃ પણ આપણે આપણા આનંદના પ્રસંગનો પૂરતો લાભ લેતા નથી, એટલુંજ નહિ પણ જે સુખ આપણા હાથમાં છે તેમાંનાં ઘણાં ખરાંની કશી ગણના કરતા નથી. ખરે આ મ્હોટી ભૂલછે, આપણે આપણા નિત્યના વર્ત્તનમાં ઉપયોગમાં લેતા નથી એવાં કેટલાં બધાં સુખનો લાભ આપણે જાણી જોઇને જતો મૂકિયે છિયે ?

---

* આ લઘુ ગ્રંથ બહુ મનોહર છે અને તે રાજકુમાર કાલેજના પુસ્તક સંગ્રહમાં અંક ૩૯૩ મે દાખલ છે.

ભારે વૈભવ અથવા ભારે દુઃખ સ્વતઃથી જીવિત સુખી અથવા દુખી થતું નથી. પણ નિત્યના સહવાસમાં મનાતા વૈભવ અથવા આપત્તિયો આપણા જીવિતને હર્ષ અને શોકનો પાસ આપેછે, અને આપણે પ્રસંગો કે વસ્તુઓની ગણના જેવા પ્રકારે કરિયે છિયે તે પ્રકાર સાથે આપણા નિત્ય સહવાસના આનંદનો ઘાડો સંબધ રહેલો છે. બીજા શબ્દમાં કહિયે તો તે વૈભવનો આધાર આપણા પોતાના વર્ત્તનની સાથે સંબંધ ધરાવેછે. ગયા અઠવાડિયામાં અરોગતાવિષે મેં તમને ભાષણ આપ્યું હતું તે અરોગતા ઉપર સુખી, આનંદી અને આરોગ્ય વર્ત્તન જે ઉપભોગ કરવાની શક્તિરૂપ ગણાયછે તેનો આધાર રેહેલો છે, તે વર્ત્તન પોતે જાતેજ આનંદરૂપ છે અને જે તેને જુવેછે તેને પણ તેવુંજ ભાસેછે. અને "હોલી Holy" શબ્દનો અર્થ "હેલ્થી"– Healthy આરોગ્ય થાયછે તેના સંબંધમાં જે કાર્લાઇલે લખેલું છે તેમાંથી ગયે રવિવારે મેં તમને વાંચી સંભળાવ્યું હતું. વળી વિશેષમાં તે એવું કેહેછે કે, ઉદાસીન, કઠોર અને સાધુ વૃત્તિવાળા લોક આ જગતને ભયાનક બંધીખાના જેવું ધારી બાહાર નીકળી પડેછે, તેમના અભિપ્રાયથી વિરૂદ્ધ આથી બોધ લેવાનો છે. કંટાળો ઉપજે એવાં વાનાં આ જગત્‌માં ઘણાં છે એ વાત ખરીછે, પણ તેનાઉપર સદાકાલનું આકાશ આવી રેહેલું છે અને કલ્યાણકારી સૂર્યનો પ્રકાશ અગમસૂચક વસંતઋતુની લીલોતરી અને પુષ્કલ પાકની મોસમ જે આવેછે તે પણ સઘળું આ જગત્‌માં છે. પવિત્રતાનો એવો અર્થ થતો નથી કે માણસે ઉપભોગ કરવાની વસ્તુઓપ્રતિ વિમુખ રેહેવું; અને જે પરમેશ્વરે તેને આપ્યું છે તેનો ડહાપણથી ઉપભોગ કરવાને આનાકાની કરવી. "મારે શામાટે સુખી થવું ન જોઇયે? મારૂં અંતઃકરણ સારૂં છે, મારી અરોગતા સારી છે, મારે ઘરે સારી સ્ત્રી તથા છોકરાં છે." આવા

શબ્દો મારા ઓળખીતા એક માણુસે મને કહ્યા હતા. હું જાણુતો હતો કે આ પુરૂષ જીવિતની આપત્તિયોમાં અટવાતો હતો. તોપણુ દૃઢતા રાખી એક સરખી રીતે તે આનંદમાં રેહેતો હતો. સર્વના અનુભવમાં સરખા આવતા સુખના પ્રકારોનો તે કેવો લાભ લઈ લેતો હતો, એ વાત તમારા સમજવામાં આવી, અને આપણે પણુ જો એવી રીતે કરીશું તો વધારે સુખી થઇશું. પ્રાચીન સમયમાં થઈ ગએલો એક અંગ્રેજી લખનાર* કેહેછે કે, "જે સુખ પરમેશ્વર આપણુને પ્રતિદિન આપેછે તેની ગણુના ન કરવી અથવા તે સુખ સર્વને સામાન્ય છે એમ સમજી પરમેશ્વરનો ઉપકાર ન માનવો એમ બનવું જોઇયે નહિ. જ્યારથી આપણે એકઠા થયા છિયે ત્યારથી જે બાધવિનાનાં આનંદ અને સુખ આપણુને પ્રાપ્ત થયાં છે તેને માટે પરમેશ્વરની સ્તુતિ કરવા વિસરવું જોઇયે નહિ. સુંદર નદિયો અને લીલાછમ ચારના પ્રદેશ તથા ફૂલ અને ફુવારા કે પાણીના ઝરા જોઇ થતા આનંદનો અનુભવ ચક્ષુહીન કયાંથી ભોગવી શકે? પણુ આપણે તો એ અને બીજાં એવાંજ સુખ પ્રતિદિવસ ભોગવિયે છિયે."

"આનંદી અને ડાહ્યા થાઓ" એવી કેહેવત છે તે પ્રમાણે આપણે તેવા થવું જોઇયે.

જ્યારે પરમેશ્વરે આપણુને આ સુંદર જગત્માં ઉત્પન્ન કરીને ઉત્તમ પ્રકારનાં આટલાં બધાં સુખનાં સાધન આપ્યાં છે ત્યારે આપણે આનંદી શામાટે રેહેવું ન જોઇયે, તેનું કાંઇ કારણુ સમજાતું નથી. શોકના પ્રસંગ અલબત આવશે, પણુ બીજી ઊજળી બાજુ ભણી આપણે જોવું જોઇયે, અને આપણે પોતે આનંદી થઇને બીજાને આનંદ

* આઇઝાક ન્યુટન: સરજાન લ્યુબાકે જીવિતનાં સુખ એ નામના પુસ્તકમાંથી કરેલો ઉતારો.

આપવાનું કામ જે મહા મ્હોટું ગણાયછે; તેપ્રમાણે વર્ત્તતાં આવી પડતા પ્રકારોનો જેમ બને તેમ સારો ઉપયોગ કરવો. એક પ્રાચીન વિદ્વાન કેહે છે કે, પરમેશ્વરે બધાં માણસોને સુખી રેહેવા સર્જ્યાં છે; માટે જો કોઇ માણસ દુઃખી હોય તો તે દુઃખનું કારણ તેની પોતાનીજ કસૂર છે. ઇમરસન કેહેછે કે, કેટલાક તો એવા કંગાળ પ્રકૃતિવાળા માણસ હોયછે કે, જે માથા ઉપર ગગનમાં અજવાળા તથા રંગબેરંગી વાદળામાં થઇને પણ ગમન કરતા શ્યામ રંગના તારાનેજ જોયાં કરે છે. વાદળાંપ્રકાશના કિરણો ઉપર થઇને ચાલ્યાં જાયછે તથા તેને ક્ષણભર ઢાંકી દે છે તથાપિ એ શ્યામરંગી તારો તો ઉંચે સજ્જડ ચોંટેલોજ રેહેછે. માણસે પોતાનું જીવિત સુખી રાખવું, અને કુદરતી વસ્તુમાંથી પણ વધારે આનંદ મળે તેમ કરવું જોઇયે, અને આપણને પણ તેવો લાભ આપવો જોઇયે અને અગર જો તે તેમ ન કરે તો આ જગત્માં તે જન્મ્યો તે નહિ જન્મ્યા જેવો સમજવો. જ્યારે કોઇ અર્થશાસ્ત્રી કંઇ પણ ફ્લહીન (unproductive) વર્ગની ગણત્રી કરવા માંડે ત્યારે તેણે આ દયા ઉપજાવે એવા, સમભાવની યાંચા કરનારા અને મનકલ્પિત વિપત્તિનો વિલાપ કરનારા એવા આ વર્ગની પ્રથમ ગણત્રી કરવી જોઇયે. એક પ્રાચીન ફ્રેંચ કવિતાનો અર્થ મારા સમજવા પ્રમાણે નીચેપ્રમાણે છે.—

(સવૈયો એકત્રિશો.)

"તમે તમારાં કેટલાંક દુખ, ટાળીને કીધાં છે દૂર,
તે વળી એથી અધિક કારમાં, તેનું પણ અટકાવ્યું પૂર;
પણ દુખ જે હજી અળગાં છે ને, નથી ધશી આવ્યાં તમ શીર,
તેની અતિશય પીડા વેઠો, અગાઉથી કલ્પીને વીર! ૪૯

આપણાથી બની શકે તેપ્રમાણે આપણા જીવિતને અને જગત્ને સુખી રાખવાનો પ્રયત્ન કરવો એવો આપણા

પોતાપ્રતિ તેમજ આપણા પડોશી પ્રતિના ધર્મનો એક ભાગ છે. આવો જે ઈમરસનનો અભિપ્રાય છે તેને આપણે પણ અનુસરવું જોઇયે. વળી તેના અભિપ્રાય પ્રમાણે આપણે માન્ય કરવું જોઇયે કે, આપણાં ઘણાં ખરાં દુઃખ કેવળ મનકલ્પિત હોયછે, તે દુઃખ માત્ર આપણી વિકારી કલ્પનાઓમાં વસેલાં હોયછે, અને કદાચિત્ તે ખરેખર હોય કિંવા ન હોય તોપણ અતિકાળામાં કાળા વાદળની પાછલ સૂર્યનો એટલે પરમેશ્વરના તેજનો, તથા પરમેશ્વરના પ્રેમનો સૂર્ય, પ્રકાશ કર્યાં કરેછે. માટે જો આ વિચાર આપણે આપણા અંતઃકરણમાં ઠસાવી રાખીશું તો આપણું જીવિત વધારે સારૂં અને તેજસ્વી થશે. બીજાઓને આનંદ કરાવવો તેમજ બીજાઓને સુખી કરવા, એવો જે આપણો ધર્મ છે, તેથી થતાં સુખ કરતાં નોખું સુખ બીજું કિયું છે? આ પ્રમાણે વર્ત્તવામાં નિર્ગમન થયેલો કાલ નિરર્થક ગણાતો નથી, પણ ઉલટો એ તો બમણો ફલદાયક ગણાયછે. એક તો તે દેનારને ફલદાયક છે, તેમજ તે લેનારને પણ તેટલોજ ફલદાયક છે. અને આવા પ્રકારના સુખનો બમણો તો શું પણ હજાર ગણો આનંદ અનુભવવાનો ખાસ પ્રસંગ તમારામાંના કેટલાકને ભવિષ્યમાં પ્રાપ્ત થવો સરજ્યો હશે. જેમને પરમશ્વરે તેમના જાતિ ભાઇયો કરતાં ઉચ્ચ સ્થિતિમાં સરજ્યા છે તેમને તો આ જગત્‌માં સુખના એટલા બધા પ્રસંગ આવે છે કે તેવા બીજા થોડાનેજ મળતા હોય. માટે આ ઉચ્ચ પદવિના માનનો લાભ લેવાનું નહિ ચુકવામાટે તમારે લક્ષમાં રાખવું. તેમાં વિશેષે કરીને તમારો કાલ ન ગુમાવવામાટે કાળજી રાખવી. કેમકે બીજા માણસોના વખત કરતાં તમારો વખત ઘણો અમૂલ્ય છે, કારણ કે બીજાં ઘણાં માણસો કરતાં તમને તેમાં સારૂં કરવાનો પ્રસંગ વધારે રહેલો છે. જેમાં તમારી પ્રજાનું કલ્યાણ થતું હોય તેમાં ગમે તેટલો વખત જાય ને કષ્ટ પડે તો-

પણ તેની દરકાર કરવી નહિ. આવા પ્રકારના શ્રમમાંજ આનંદ રહેલો છે, અને તેમાં તમને અત્યંત સંતોષ થાયછે. મારા મિત્રો, તમે ખચિત માનો કે બીજાઓને સુખી કરવા જેવું મહાન્ સુખ બીજું એકે નથી. જે માણુસ ઉદાર મનનો છે તથા જેને તેની દયાલુવૃત્તિ તૃપ્ત કરવાને પૂરતાં સાધન હોયછે, તેના જેવો જીવિતનો વધારે સારી રીતે ઉપભોગ કરનાર બીજો કોઈ કેહેવાય નહિ એમ હુંધારૂંછું.

જીવિતમાં મસ્તકવિષયક તેમજ અંતઃકરણુવિષયક આનંદ ભોગવવાના હોયછે. અને એવા આનંદ આપણે આપણી સંભાળવિનાની કરણીને લીધે ખોઈ બેશિયે છિયે. દાખલો કે, જો આપણે અભ્યાસ કરવામાં કાળજી ન રાખિયે તો આપણાથી તેથી થતા આનંદનો લાભ લેઈ શકાય નહિ, કારણુ કે આ વિષય એવો છે કે એમાં જે માણુસનું જેમ જ્ઞાન વધારે હોયછે તેમ તેનો આનંદ તે વધારે ભોગવે છે. પુસ્તકો વાંચવાથી આનંદ ભોગવવાનું તમને કેવડું વિશાલ ક્ષેત્ર મળેછે તેનો વિચાર કરો, અને એમ છતાં પણુ પ્રમાણુ ગણુતાં સુખના આવા વિસ્તીર્ણુ પ્રદેશવિષયક કેટલું બધું ઓછું આપણે જાણિયે છિયે? તેમાં વિશેષે કરીને મને લાગેછે કે હિંદુસ્થાનમાં સામાન્ય રીતે જોતાં વાંચવાનો નિયમિત રિવાજ ઘણો થોડો છે, અને તેથી જીવિતમાં મળતા ઉચ્ચ પ્રસંગનો લાભ લેઈ શકતા નથી, એ વાત ખરી છે. મને પણુ શંકા રેહેછે કે સામાન્ય રીતે વિચાર કરતાં પુસ્તકોની જેવી જોઇયે તેવી કદર હિંદુસ્થાનમાં થતી નથી. એમ છતાં પણુ કેવા પ્રકારનાં પુસ્તક આપણે માટે હોવાં જોઇયે? મનુષ્યના અનુભવમાં, ગયા કાલમાં અને ચાલતા કાલમાં જે સારામાં સારૂં અને મહાન્માં મહાન્ આવ્યું હોય, તે જેમાં સમાયું હોય એવાં પુસ્તક આપણે સર્વેને માટેછે. આપણી પાસે જો પુસ્તકો હોય તો આપણે ઘેર રહ્યા છતાં વિના શ્રમે દૂરદેશ પોહોંચી શકિયે

છિયે. પુસ્તકોનાં સાધનથી જગત્માં પ્રસિદ્ધિને પામેલા શિક્ષકો, આત્મજ્ઞાનિયો, કવિયો, શૂરવીર અને રાજકીય પુરૂષો સાથે શાંત મને સન્મુખ વાતચિત કરી શકિયે. તેમના અનુભવથી આપણને બોધ મળે; તેમની મહત્વતા વાંચી આપણી ચડતી થાય. પુસ્તકદ્વારાએ જગત્માં થઈ ગયેલા પ્રૌઢ મનના અને પ્રતિષ્ઠિત પુરૂષને જાણી શકિયે અને તેમના ઉપર આપણો પ્રેમ બંધાય એવા પુરૂષો આપણા નિત્યના સંગી અને અત્યંત વિશ્વાસપાત્ર મિત્ર કેમ ન થવા જોઇયે? ઇટાલીના પેટાર્ક નામના કવિયે કહ્યુંછે કે, "મારે એવા મિત્ર છે કે જેમનો સમાગમ મને ઘણોજ પ્રિય છે. તે મિત્રો બધા સમયમાં થઈ ગયેલા અને પ્રત્યેક દેશના છે. મંત્રી મંડલ તથા રણક્ષેત્ર બન્નેમાં તેઓ નામાંકિત થયા છે. અને શાસ્ત્રમાં તેમની પ્રવિણતાને માટે તેમણે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરીછે. તેમની પાસે જવું સુલભ છે, કારણ કે, તેઓ મારી સેવામાં નિરંતર તત્પર રહેછે. અને હું તેમને મારો સંગ કરવા દઉછું. અને મારી મરજીમાં આવે ત્યારે રજા પણ આપુંછું. તેઓ કદિ કંટાળો ઉપજાવતા નથી, પણ જે પ્રશ્ન હું તેમને પૂછુંછું તેનો તરત તેઓ ઉત્તર આપેછે, કેટલાએક ગયા જમાનાના બનાવને વર્ણવે છે અને કેટલાએક કુદરતની ગુહ્ય વાત મને પ્રકટ કરેછે. કેટલાએક મને જીવિત કેમ નિર્ગમન કરવું તે શીખવે છે, અને કેટલાએક કેવે મોતે મરવું તે શીખવે છે. કેટલાએક તેમનાં ચાપલ્યથી મારી ચિંતા દૂર કરેછે. તથા મારા ઉત્સાહને આનંદ પમાડે છે. વળી કેટલાએક મારા મનને હિંમત દેછે તથા મારા મનોવિકાર નિયમમાં રાખવાની અને મારા પોતાના ઉપર કેવળ આધાર રાખવાની અગત્યની શિક્ષા મને દેછે. ટુંકામાં, સર્વ હુન્નર તથા શાસ્ત્રની વિવિધ ગલી–કૂંચિયો તેઓ મને બતાવેછે. અને તેમની સૂચના ઉપર સર્વ અગત્યને પ્રસંગે નિર્ભયતાથી વિશ્વાસ રાખી શકું એમ છે. એ બધી

તેમની સેવાના બદલામાં, મારા ગરીબ આશ્રમના કોઇ પણ ખૂણાની સગવડ પડે એવી ઓરડીમાં તેમનો સમાવેશ કરવા દેવાનુંજ માત્ર તેઓ મને કેહેછે, કે જેમાં તેઓ નિરાંતે રહી શકે, કારણ કે, આ મિત્રો એવા છે કે તેમને મંડળીના ઘોંઘાટ કરતાં શાંત એકાંત વાસમાં રેહેવું ઘણું પસંદ છે."*

ગજવામાં ઝટ સમાઈ જતી કોઈ ન્હાની ચોપડીમાંથી કેટલો બધો લાભ તથા અતિ ઉચ્ચ પ્રકારનું સુખ તમને મળેછે તેનો વિચાર કરતાં વિસ્મય પામી જવાય.

જે સુખ શ્રીમંત તથા ગરીબને સરખી રીતે વાંચવાથી મળેછે એના જેવું શુદ્ધ સુખ ભાગ્યેજ બીજું કોઈ હશે. ગુજરાતીમાં ઘણી સારી ચોપડિયો છે પણ એથી વધારે સારી ચોપડિયો અંગ્રેજીમાં છે. અને હિંદુસ્થાનના રેહેવાશિયોને ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાથી ઠીક પડેછે તેનું મુખ્ય કારણ એ છે કે, જગત્માં સર્વથી ઉચ્ચ પ્રકારનાં પુસ્તકો વાંચવાથી જીવિતના સુખના ઉપભોગમાં વૃદ્ધિ થાયછે, તથા તેમનાં મન પ્રફુલ્લિત થાયછે. જ્યારે તમને તમારા અંગ્રેજી પાઠ શીખતાં કંટાળો ઊપજે એવું લાગે ત્યારે લક્ષમાં રાખવું કે હવે પછી જે તમને અકલ્પિત સંગ્રહ પ્રાપ્ત થશે એના બદલામાં તમારે જે કિંમત આપવી જોઇયે તેના પ્રમાણમાં તો આ ઉપજેલો કંટાળો ઘણીજ જૂજ કિંમતનો છે. ચાર અઠવાડિયા પેહેલાં કાલવિષે મેં જ્યારે ભાષણ કરયું હતું ત્યારે તેમાં મેં કહ્યું હતું કે, વાંચવું એ એ એક નિયમિત ધંધો છે. જેના ધંધામાં વળી ઉચ્ચ પ્રકારની વિશ્રાંતિ અને આનંદ રેહેલો છે તે સુખી જાણવો.

ઇંગ્લંડના ઇતિહાસનો, નિબંધોનો, પ્રાચીન રોમના કવિ-

---

* સરજોન લુબાકે 'જીવિતનાં સુખ' એ નામના પુસ્તકમાં ઉતારો કરેલો પૃષ્ઠ ૫૪,૫૫.

તનો, તથા આપણા હિંદુસ્થાનના ફોજદારી કાયદાનો પ્રખ્યાત બનાવનાર "લૉર્ડ મેકોલે" ના જીવન ચરિત્રમાંથી એક ફકરો વાંચી સંભળાવી મારા વિષયનો આ ભાગ પૂરો કરવા ધારૂંછું.

"પ્રાચીન વખતમાં થઈ ગયેલા ઉદાર મનના માણસો પ્રતિ તેનો કેટલો બધો પ્રેમ હતો, તે એના વિના બીજો કોઈ વર્ણવી શકે એમ નથી. તેમને એ કેટલો બધો આભારી હતો તે એણે આપણને કહી જણાવ્યું છે. વળી તેમણે તેને સત્યને માર્ગે કેવી રીતે દોર્યો? પ્રૌઢ અને સુંદર સંસ્કારોથી તેનું મન કેવી રીતે તેમણે પ્રફુલ્લિ કર્યું. સર્વ અવસ્થાન્તરમાં તેઓ તેની સમીપ કેવી રીતે દૃઢ રહ્યા, દુઃખમાં દિલાસો દેનાર, મંદવાડમાં માવજત કરનાર, અને એકાંતવાસમાં સોબતી કેવી રીતે થયા; તેમજ જૂના મિત્રો જે નવા થઈ જતા ચેહેરાના કદિ થઈ ગયેલા જોવામાં આવતા નથી તેઓ સંપત્તિમાં, નિર્ધન અવસ્થામાં, કીર્તિમાં અને ગરીબીમાં પણ એકજ સ્થિતિમાં રેહેછે. પોતાની લખવાની શક્તિથી મેકોલેએ માન તથા મિલકત સંપાદન કર્યાં હતાં તે ઉંચી પંક્તિનાં હતાં તોપણ જે માણસો તેને ઓળખતા હતા તે સારી પેઠે જાણતા હતા કે તેનાં પોતાનાં પુસ્તકોથી પ્રાપ્ત થયેલાં પદ તથા ઈનામ બીજાઓનાં પુસ્તકથી તેને જે હર્ષ થતો તેની સાથે સરખાવતાં કંઈજ નોહોતાં એમ કેહેવાય. ગત સમયમાં અને આધુનિક કાલમાં પ્રગટ થયેલાં પુસ્તકો, બનાવો અને રાજ્યપ્રકરણીય વિષયો ઉપર જેઓએ પોતાના વિચાર દર્શાવેલા એવા લખનારાઓના અભિપ્રાય મેકોલેના વિચારથી બહુજ જૂદા પડતા હતા. તેઓ પણ તેના લખાણ વિષે મત જણાવતાં નરમાશ રાખતા. તેનું કારણ જોવા જઇયે તો વિશેષે કરીને આવા પ્રકારના તેના જ્ઞાનને લીધેજ હતું. વિદ્યા ને પુસ્તકો ઉપર તેનું આશ્ચર્યકારક સ્વાર્પણ એટલું બધું હતું

કે તેના લક્ષણુ વિષે અતિશય આકરૂં વિવેચન કરનારાઓ સરખા પણ તેનાથી ડર ખાતા હતા અને તેમની આદરયુક્ત લાગણી થઇ જતી હતી એમ જે કેહેવાય છે તે યોગ્યજ છે. અને વળી વિદ્યા વિષે આવો તેનો ઉત્સાહ ભરેલો અને અંતઃકરણપૂર્વક જે પ્રેમ તે તેના સંભારણાને એક રક્ષણહાર થઇ પડ્યો છે એટલુંજ નહિ પણ તેની પ્રતિષ્ઠા અને તેનાં આચરણની વિશેષ પ્રશંસા થવારૂપ એક ખરેખરૂં સાધન થઈ પડ્યું છે. ગમત પામવાને માટે તથા ઉદ્યમને માટે તે બુદ્ધિનો ધંધો લઈ બેઠો હતો. તેના ઉપર આધાર રાખી શકવા સરખો તેના મનમાં જે વિશ્વાસ ચોટ્યો હતો, તે વિશ્વાસ તેની લોકોપયોગી વર્તણૂકમાં તેને જે જે પ્રસંગ મળ્યા અને તેના જીવિતમાં જે જે ફેરફાર નીપજ્યા, તે બધાનો આધાર તે જે ઉંચ પ્રકારની સ્વસ્થતા ધારણ કરી બેઠો હતો તે ઉપર હતો. તે સ્વસ્થતા સાચવી રાખવાને તેને ઓછો સહાયભૂત થયો નહિ; અને આવો તેનો આનંદ ભરેલો ઉત્સાહ તથા સહનશીલતાથી નિભાવ કરવાની ઉલટ એ બે પ્રકારે કરીને, અગત્ય પડવાથી એકાંતવાસ કરેલી તથા કથળી ગયેલી અરોગતાની સ્થિતિમાં તેનો ટકાવ થઈ શકયો. તેને પોતાના ઘરનીજ છાયામાં ઉત્કૃષ્ટ પ્રકારના સુખનો કદિ ખૂટે નહિ એવો ભંડાર ભરેલો હતો તેથી બાહાર તેનાં વખાણ થાય અને તેને ઉત્સાહ મળે એમ થવાને ખોળવા જવું પડે એટલી બધી ચાંપતી અગત્ય નોહોતી. ગીબ્બન કેહેછે કે વાંચવાનો જે અજીત પ્રેમ છે તે હિંદુસ્થાનના બધા ધનભંડાર મને મળે તો પણ હું તેની સાથે બદલો કરૂં નહિ. આવો પ્રેમ મેકોલેમાં તો મુખ્ય તત્ત્વ થઈ પડયું હતું અને જીવન ચરિત લખનારના ભાગ્યમાં આવા જનનું જીવિત લખવાનો પ્રસંગ મળે એ ભાગ્યની વાત છે*.

---

* ટ્રેવેલિયને લખેલું લોર્ડ મેકોલેનું જીવનચરિત.

જીવિતમાં આનંદ ઘણા પ્રકારના છે; તે પ્રત્યેક સ્થલે હોય છે; અને જૂદી જૂદી જાતિના હોયછે; એ બધાનું વર્ણન અહિં થઈ શકે એમ નથી. પણ આ ઠેકાણે હું વિશેષમાં એક પ્રકાર જણાવું છું. પદાર્થવિજ્ઞાનના અભ્યાસવિષે ધારણા કરો,—જેઓને આ શાસ્ત્ર ઉપર પ્રીતિ છે તેઓને એકજ અભ્યાસ કેવો અનહદ આનંદ ઉપજાવે છે તે જુવો. પૃથ્વીમાં, જલમાં અને આકાશમાં બધે તે પદાર્થવિજ્ઞાન વ્યાપેલું છે, તે ક્રમમાં, સૌન્દર્યમાં અને વિવિધ રચનામાં અપાર છે. મહાત્ વિદ્યાગુરૂ ડાર્વિનની માફક ઘણા પુરુષો, પક્ષી, પશુ, જીવજંતું અને છોડની સૃષ્ટિજન્ય પ્રકૃતિનો લક્ષપૂર્વક અભ્યાસ કરીને તેમના જીવિતનો કેટલોક સમય આનંદથી ઉપયોગી રીતિયે નિર્ગમન કરેછે. ઘણા ભૂસ્તરવિદ્યાનો અભ્યાસ કરેછે, ઘણા સૃષ્ટિજન્ય પદાર્થોનો, પક્ષી, તથા તેમનાં ઇંડાંનો, છોડનો, સમુદ્રની વનસ્પતિનો, શંખલાનો, ખનિજપદાર્થોનો, પતંગિયાનો, જીવજંતુઓનો અથવા તો સૃષ્ટિની બીજી ઉત્પન્ન કરેલી વસ્તુનો સંગ્રહ કરેછે; અને આવી રીતે કેટલું બધું થઇ શકેછે, અને તે સંગ્રહ કરેલી વસ્તુઓના પ્રમાણમાં કેટલા થોડા સમયમાં કેટલું બધું થઈ શકેછે, તેની ખાતરી મુંબઇમાં મી. શીપ્સનના પદાર્થવિજ્ઞાન વિષયક સંગ્રહસ્થાનમાં જઇને જોયાથી તમને થશે.

સૃષ્ટિની આ અદ્‌ભુત લીલા આપણને ચોગરદમ માલમ પડે છે પણ વારંવાર આપણે તેને લક્ષપૂર્વક જોતા નથી. આમ કરવાથી નાનાપ્રકારનો આનંદ આપણને ડગલે ડગલે પ્રાપ્ત થઈ શકે એટલો બધો છતાં તેના ઉપભોગનો લાભ આપણે લઇ શકતા નથી. માટે સુંદર સૃષ્ટિના દેખાવ તથા ધ્વનિ તરફ આપણે નજર કરવી જોઇયે, તથા તેને સાંભળવા જોઇયે અને આપણી ઇંદ્રિયદ્વારા થતા બોધથી જે અસર થાયછે

તે સ્વિકારવા આપણે તત્પર રેહેવું જોઇયે. "ઈવનીંગ્સ એટ હોમ" નામના રમુજી પુસ્તકમાં (આઈઝ એન્ડ નો આઈઝ) "ચક્ષુવાળો અને ચક્ષુહીન" નામની એક પ્રાચીન વાર્તા છે એમાં રોબર્ટ અને વિલિયમ નામના બે છોકરા એકજ રસ્તે ફરવા ગયા, પણ બન્નેને ઘણોજ જૂદા પ્રકારનો પરિણામ કેવી રીતે પ્રાપ્ત થયો તે બતાવ્યું છે. બન્ને સાથે નિકળ્યા હતા અને બન્ને "બ્રુમહિથ" તરફ ગયા હતા. અને ત્યાંથી બન્ને "કેમ્પ માઉન્ટ" ઉપર આવેલી પવનચક્કિની આગળ થઇને નદિયો ઓલંગી બીડમાં થઇને પોતાને ઘેર પાછા આવ્યા હતા, પણ રોબર્ટને તો જે રસ્તે તેઓ ફરવા ગયા હતા તે બહુજ કંટાળો ઉપજાવે એવો લાગ્યો તેથી તે કંઇ જોયાવિના પાછો આવ્યો તેમાં તે રસ્તામા ભાગ્યેજ કોઇને મળ્યો હતો. એના મનમાં આવ્યું કે રાહદારી રસ્તો મેં પસંદ કર્યો હોત તો ઠીક થાત. પેહેલેથીજ તેણે વિલિયમને પાછળ મૂકી દીધો હતો, કારણ કંઈ ને કંઈ વસ્તુ જોવા તે ઉભો રેહેતો હતો તેથી તે પાછલ ધીમે ધીમે આવતો હતો. મને લાગેછે કે વિલિયમે પોતાનો વખત ગુમાવ્યો એમ રોબર્ટે ધારયું હશે, પણ વિલિયમે તે સફરનો કેવો ઉપયોગ કર્યો તે સાંભળો. તે રૂમાલમાં બાંધીને નવી વસ્તુઓ ઘેર લાવ્યો, અને કહ્યું કે, મેં એવું પગલું મૂકયું નથી કે જેમાં મને આનંદ ઉપજ્યો નહિ હોય. ખેતરમાં તેમજ નદિયોમાં જે છોડ તથા પક્ષી તેની નજરે પડયાં, તે તેણે લક્ષમાં રાખ્યાં અને તેમને જોઈ વિસ્મય પામ્યો, અને તેમાં વિશેષે કરીને *કલકલિયો જોઈ તે પ્રસન્ન થયો હતો. વળી તેણે પ્રથમજ "વાઈપર" નામનો એક ઝેરી સર્પ દીઠો. તે પવનચક્કિની ટોચ ઉપર ચડયો અને ત્યાં રહીને નીચેના પ્રદેશની શોભા જોઇ અને ત્યાર

* એક જાતનું જળગ્રામી પક્ષી.

પછી કેમ્પ માઉંટ ઉપર કોટની ખાઇ જેવું કંઈક જોયું. તે એક પુરુષને નદીમાં ભાલાવતી બામ માછલી મારતો નિહાળવા લાગ્યો અને જ્યારે ઘર તરફ વળ્યો ત્યારે પથ્થર થઈ ગયેલ છીપો તેણે દીઠી, અને દરિયાની છીપો દરિયાથી એટલે બધે દૂર શી રીતે આવી હશે તેનો વિચાર કરી વિસ્મય પામવા લાગ્યો. પછી જેવો તે ઘેર પોહોંચ્યો કે તરત, ધીમે ધીમે આશમાની રંગમાંથી લીલા થતા આકાશમાં કીરમજી અને સોનેરી વાદળામાં પ્રવેશ કરતો સૂર્ય જોયો, તેની જેમ આપણે સ્તુતિ વારંવાર કરિયે છિયે, તેમ તેણે પણ કરી. સૂર્ય જ્યારે બરાબર આપણી દૃષ્ટિમર્યાદા ઉપર આવેછે ત્યારે ઘણોજ મ્હોટો આપણને જણાયછે તેમ તેને જણાયો.

ચક્ષુવાળાએ કેટલું બધું જોયું, અને જે જોયું તેથી તેને કેટલો બધો આનંદ થયો તથા તેમાં તેનું ડાહાપણ કેટલું હતું, અને ચક્ષુહીને કંઇ પણ જોયું નહિ, તથા કેવી તક ખોઇએ તમને સમજાયું હશે. અને તેમના શિક્ષકે એવું વિવેચન કર્યું કે "એવીજ રીતે એવું પણ બનેછે કે કોઈ પુરૂષ જગત્માં તેનાં ચક્ષુ ઉઘાડાં રાખી ચાલેછે, અને કોઈ તેનાં ચક્ષુ બંધ રાખી ચાલેછે, આના ઉપર શ્રેષ્ઠ જ્ઞાનનો આધાર રેહેલો છે." વળી વિશેષમાં કેહેવાનું છે કે "શ્રેષ્ઠ સુખ જે એક બીજાના કરતાં વધારે પ્રાપ્ત કરેછે તેનો આધાર પણ એ ઉપર રેહેછે." એકથી પોતાના સુખનો ઉપભોગ થાયછે, ને બીજાથી થતો નથી કેમકે—

( ગીતિ. )

જન જંગલમાં જાતાં, કલી, ફણગો, ફૂલ કે મોર ભાળે;
તુરંગ દોરે તેવો અર્થ્ય કરે બેસતોજ મન ચાલે.

( ટેનિસન. )

## ૧૦ ચિન્તન.

સઘળા મહાન્ યુગ એ શ્રદ્ધાના યુગ થઈ ગયા છે. મારો કેહેવાનો હેતુ એ છે કે, તે સમયે કામ કરવાની કંઈ અદ્ભુત શક્તિ નજરે પડતી હતી, પ્રજાહિતવર્દ્ધક મ્હોટી હિલચાલ ચાલતી હતી, શૂર પુરૂષો હૈયાતીમાં હતા, કળા કૌશલ્ય પ્રકટ થયાં હતાં, કાવ્ય રચાયાં હતાં, તે સમયે મનુષ્યનો આત્મા ભાવિક રેહેતો હતો અને જેટલી દૃઢતાથી હાથમાં તરવાર, પેન્સિલ અથવા ચુનાલોઢું પકડી રાખવામાં આવેછે તેટલી દૃઢતાથી માણસના વિચાર ધર્મના સત્ય સિદ્ધાંત ઉપર ચોટેલા હતા.

(ઈમર્સને રચેલા જીવિતની રેહેણીના પુસ્તકમાંથી.)

મનુષ્યો, ઘણું કરીને, બે પ્રકારના હોયછે; કાર્યકુશલ મનુષ્ય, અને વિચારકુશલ મનુષ્ય. કાર્યકુશલ મનુષ્યનો અર્થ આપણે શ્રેષ્ઠ રીતે કરિયે તો, સાર્વજનિક કાર્યના આગેવાન એવો થાયછે. જેવા કે, રાજનીતિમાં કુશલ પુરૂષો, શૂરવીર, કારભારિયો, કાયદાના જાણનારા અથવા ધંધાદારી કે વ્યાપારિયો જે આ સર્વે પોતાના જાતભાઇયોની દૃષ્ટિ આગળ ઉદ્યોગી અને લોકોપયોગી જીવિત નિર્ગમન કરેછે.

બીજી રીતે જોતાં વિચારકુશલ મનુષ્યનો એવો અર્થ અમે કરિયે છિયે કે, જે અભ્યાસમાં તથા તત્ત્વજ્ઞાનમાં, તેમજ, સૃષ્ટિના નિયમનું સ્થિર મને ચિન્તન કરવામાં, તેમજ જે નિયમ ઉપર મનુષ્યનો આધાર રહેલો છે તેમાં, તેમજ પરમેશ્વર તથા મનુષ્યની પ્રકૃતિ જાણવામાં, જે, મગ્ન રેહેછે તે. આવા પુરૂષ મુખ્યત્વે કરીને તત્ત્વશોધક, વિદ્વાન્, શાસ્ત્રવેત્તા, કવિ અને ધર્મોપદેશક હોયછે.

કાર્યકુશલ અને વિચારકુશલ એવા બન્ને વર્ગના મનુષ્યનો મુકાબલો પ્લેટોના એક સંવાદરૂપ ગ્રંથમાં* કાય-

* થેઈટિટસ.

દાના જાણુનાર અને તત્ત્વશોધકના રૂપમાં કરવામાં આવ્યોછે. કાયદાજાણુનાર મનુષ્ય છે તે, વ્યહવારિક કાર્યકુશલ માણુસનો પ્રતિનિધિ છે; અને તત્ત્વશોધક માણુસ છે તે, વિચારકુશલ માણુસનો પ્રતિનિધિ છે. પ્લેટો પોતે તત્ત્વશોધક હોવાથી સ્વાભાવિક રીતે તત્ત્વજ્ઞાનમાં નિર્ગમન થતા જીવિતને વધારે પસંદ કરેછે, અને તે સંબંધી તેનું કેહેવું અતિશયોક્તિ ભરેલું કેહેવાય નહિ; પણ વધારે સૂક્ષ્મરીતિથી મુકાબલો કરતાં જણાઈ આવશે કે, તેનું કાયદા જાણુનાર મનુષ્ય વિષયક કેહેવું ખરેખાત અન્યાય ભરેલું છે. તે, પોતાની દલીલ તેના વિખ્યાત ગુરૂ સોક્રેટિસને મ્હોએ કેહેવરાવે છે. સોક્રેટિસ, થિયોડોરસ નામના ભૂમિતિજ્ઞ સાથે વાગ્વિનોદ કરેછે, તેમાં તે ભૂમિતિજ્ઞ એવી સૂચના કરેછે કે, આપણુને પુષ્કલ નવરાશનો સમય મળેછે; અને સોક્રેટિસ, એમ કેહેછે કે, તમારા આવા પ્રકારના કથન ઉપરથી મને એક ખરી વાત સાંભરી આવેછે તે એ કે, તત્ત્વજ્ઞાનિયો છે તે કાયદાજાણુનારા સરખા કાર્યકુશળ મનુષ્યો કરતાં જૂદા પ્રકારના છે. વળી તે વિશેષમાં એમ પણુ કેહેછે કે કાયદાજાણુનાર અને તત્ત્વશોધકમાં તફાવત એ છે કે, કાયદાજાણુનાર એક દાસ જેવો છે અને તત્ત્વશોધક સદા સ્વતંત્ર રેહેછે; અને તત્ત્વશોધકને નવરાશનો સમય મળી શકેછે, તે ઉપરથીજ આ વિષેનો તફાવત જણાઈ આવેછે. પણુ કાયદાજાણુનાર છે તે તો સદા ઉતાવળમાંજ હોયછે; તેને તો પાણીના ઘડિયાળનું* જલ જેમ વહી જાયછે તેમ વેહેવું પડેછે. અને તેના સામાવાળિયો પોતાના હક આગળ ધુસાવવાને તેની સામે તત્પર ઉભેલો હોયછે. તે પોતે ચાકર જેવો છે અને પો-

---

* એક જાતનું જળઘટિયંત્ર (ઘડિયાળની શીશી.) જેથી એક જણુને બોલવા માટે કેટલો સમય આપવો તે માપવામાં આવતું.

તાના જેવા ચાકરને માટે તેનો સ્વામિ જે આસને બિરાજેલો હોયછે, અને જેના હાથમાં કામ હોયછે, તેની આગળ દલીલ કર્યા કરેછે. એનો પરિણામ એ થાયછે કે, કાયદાજાણનાર તિવ્ર બુદ્ધિનો અને સૂક્ષ્મ દૃષ્ટિવાળો થાયછે. શબ્દવડે પોતાના સ્વામિને શી રીતે રાજી રાખવો, અને કૃત્યવડે શી રીતે પ્રસન્ન રાખવો તે પોતે શિખેલો હોયછે, પણ તેનો આત્મા તો અધમ અને દુષ્ટ હોયછે. તેની દાસત્વ સ્થિતિ હોવાનેલીધે તેનામાંથી સદ્વૃત્તિ, પ્રમાણિકપણું અને સ્વતંત્રતા નષ્ટ થવા માંડેછે. તેનું સત્ય અને પ્રમાણિકપણું ન જળવાય એવાં જોખમ અને ધાસ્તી તેની કાચી વયમાં તેનાઉપર આવી પડેછે, તેની સામે તેની યુવાવસ્થાની કોમલતા ટકી શકતી નથી, અને તે આડે અવળે રસ્તે દોરાયો જાયછે. પ્રથમથીજ તેણે ઠગાઈ કરવી તથા વેરવાળવાનું પ્રારંભ્યુ હોયછે એટલે તે પછી નફ્ટ અને ભ્રષ્ટ થઈ જાયછે; અને આવી રીતે ન્હાની વયમાંથી મનુષ્યની વયે પોહોંચવાના સમયે તેનામાં વિકાર જામી ગયેલોજ હોયછે અને આમ છતાં પણ તે પોતાના મનમાં એમ સમજે છે કે, મારા ડાહાપણનો કંઈ પારજ નથી. કાયદાજાણનારના* ઢંગ આવા પ્રકારના હોયછે.

હવે તત્ત્વશોધકનો ચિતાર જોઇયે,—

"મહાન્ તત્ત્વશોધકો રાજ્યકાર્યના લિખિત અથવા મ્હોડાના નિયમ અથવા તો અભિપ્રાય જોતા પણ નથી, તેમ તેમનું શ્રવણ પણ કરતા નથી; રાજદ્વારી પદવિયો પ્રાપ્ત કરવાની, મંડળિયોમાં પ્રવેશ કરવાની, મિજબાની આપવાની, મોજમજા માણવાની, અને રામજણિયોના નાચ કરાવવાની જે હોંશ રાજદ્વારી મંડળિયોમાં હોયછે તે તેમના સ્વપ્નમાં પણ આવતી નથી. શેહેરમાં સારૂં નરતું શું બન્યું

* જુવો વેટસ કૃત પ્લેટોનો સંવાદ ભાગ ૩ જો.

છે અથવા કોઇના કોઈ ઘરડા (સ્ત્રી કે પુરૂષ) ભણીથી તેના ઉપર લાંછન ઉતરી આવ્યું છે કે નહિ તે વિષે તત્ત્વશોધકને કશી પંચાત પડી હોતી નથી, અને દરિયામાં કેટલાં એ-હેડાં પાણી હશે તે તે જાણતો નથી, તેમ એવી વાતો ઉપર તેનું લક્ષ જતું નથી. તેમજ એવી અજ્ઞાનતામાટે તે કાળજી રાખતો નથી. કારણ કે તે પ્રતિષ્ઠા પ્રાપ્ત થવા-ખાતર આ પ્રમાણે અલગ રેહેછે એમ નથી, પણ ખરીવાત એ છે કે, તેનું બાહ્ય શરીર માત્ર નગરમાં ભમતું રેહેછે, પણ તેનું મન એવું હોયછે કે, તે માનુષિક વસ્તુની અલ્પતા તથા શૂન્યત્વ સમજી તેનો તિરસ્કાર કરેછે, અને જેમ પિંડાર કેહેછે તેમ તેનું મન ચોમેર ફરતું રહી, તે તો પૃથ્વીની નીચે તથા ઉપર અને અંતરિક્ષમાં જે જે વસ્તુઓ રહેલી છે તેનું આંકણીવડે તથા સીમાલીટીવડે માપ કરે-છે, તથા તેની પ્રત્યેક વસ્તુનો તથા સર્વનો ગુણ કેવો છે તે વિષે તે પોતાના મનની સાથે પ્રશ્નોત્તર કરેછે, પણ જે વસ્તુ સહજ ગ્રાહ્ય થઈ શકે એવી હોય તે વસ્તુપ્રતિ તેનું લક્ષ બિલકુલ જતું નથી."

"દશ હજાર અથવા તેથી પણ વધારે એકર જમીનની માલિકી જેની હોયછે એવા મ્હોટા વતનદારો વિષે સાંભ-ળીને પણ આપણો તત્ત્વશોધક તેને જુજ વાત સમજેછે, કારણ કે, તેને તો આખી પૃથ્વી વિષે વિચાર કરવાનો પરિચય પડેલો હોયછે. અને જ્યારે લોક કોઇ કુટુમ્બની અતિ પ્રશંસા કરવા માંડેછે અને કેહેછે કે, અમુક માણસ સદ્‌ગૃહસ્થ છે, કારણ કે, તેની સાત પેહેડીથી સદ્‌ગૃહસ્થાઈ ચાલી આવેછે, ત્યારે તત્ત્વશોધક એમ ધારેછે કે, તે બોલ-નારાના વિચાર એવા પ્રકારના છે કે, તેથી બોલનારની કલ્પનાશક્તિનું મંદપણું તથા અલ્પતા પ્રકટ થઇ આવેછે, તેમજ તેમનો સમગ્રનો વિચાર કરવા યોગ્ય કેલવણી પ્રાપ્ત થઇ નથી, તેમજ પ્રત્યેક મનુષ્યની હજારો પેહેડી થઈ ગઈ,

અને તેમાં શ્રીમંત તથા નિર્ધન, રાજા તથા દાસ, હેલેનીઝ (ગ્રીસના પ્રાચીન વતનિયો) અને જંગલી લોકો હજારો થઇ ગયા છે, તેના પણ વિચાર કરવાની યોગ્ય કેલવણી તેમને પ્રાપ્ત થઈ નથી."

"હવે આ સર્વ વિષયમાં આપણા તત્ત્વશોધકની સામાન્ય લોક ચેષ્ટા કરેછે, એનું પ્રયોજન એક તો એ છે કે, તે તેમનાથી શ્રેષ્ઠ છે, અને વળી વિશેષમાં એ છે કે, જે વસ્તુ તેના આગળ પડેલી છે, તેનું તેને જ્ઞાન નથી; તેમજ તેને તેની કશી સૂઝ પડતી નથી."

"પણ જ્યારે તત્ત્વશોધક કાયદાજાણનારને ઉંચો ચડાવે છે, અને તેને તેની દલીલો અને રદિયાની વાતોથી મુક્ત કરી ન્યાય અને અન્યાયનાં વાસ્તવિક સ્વરૂપવિષે અને તેઓ વચ્ચે રહેલા પરસ્પર ભેદવિષે તેમજ તેઓ અને અન્યવસ્તુઓ વચ્ચે રહેલા ભેદ વિષેના વિચારમાં પ્રવેશ કરાવે છે, ત્યારે અથવા તો જ્યારે રાજાના સુખ વિષેની સામાન્ય થઈ પડેલી વાતો છોડાવીને તેને રાજ્યવિષે અને મનુષ્ય જાતિના એકંદર સુખ અને દુઃખવિષે, અર્થાત્—માનવસુખ અને દુઃખ શી વસ્તુ છે, અને મનુષ્યસુખની પ્રાપ્તિ શી રીતે કરી શકે, અને દુઃખનું નિવારણ શી રીતે કરી શકે, એ વિષેના વિચારમાં તેનો પ્રવેશ કરાવે છે. તાત્પર્ય કે જ્યારે કાયદાજાણનારના સાંકડા, સૂક્ષ્મ અને ક્ષુદ્ર મનની પાસે ઉપર દર્શાવેલી સઘળી વાર્ત્તાનો જવાબ માગવામાં આવેછે, ત્યારે તે તત્ત્વશોધકના ઉપર ઉતરી પડેછે. કારણ કે જે ઉંચાઇયે તેનું મન ચડાવેલું છે તે ઉંચાઇયે લટકતો રેહેવાથી તેને તમ્મર ચડી આવેછે; અને ત્યાંથી નીચે જોતાં તેને નવાઇ સરખો અનુભવ થાયછે, અને આ પ્રમાણે હબકી જવાથી તથા તે લેવાઇ ગયેલો થવાથી, અને તેના મ્હોમાંથી ભાગ્યા તૂટયા શબ્દો નીકલવાથી જેઓ દાસ તરી કે ઉછર્યા નથી એવા લોકો તેને હસેછે."

પ્લેટોએ, બે ભિન્ન પ્રકૃતિવાળા માણસનું વર્ણન કરી ઉપર કહ્યાપ્રમાણે મુકાબલો કર્યોછે. હું પ્રથમ કહી ગયોછું કે, એ વર્ણન થિયોડોરસ અને સોક્રેટિસ વચ્ચે થયેલા સંવાદમાં છે, અને થિયોડોરસે જ્યારે તત્ત્વશોધકના જીવિતની એટલી બધી પ્રસંશા સાંભળી ત્યારે તે બોલ્યો કે, "અહો સોક્રેટિસ જેવી રીતે તમે મને સમજાવો છો તેવી રીતે તમારાં વચનના સત્યસિદ્ધાંત પ્રત્યેકને સમજાવશો તો મનુષ્યવર્ગમાં અધિક શાંતિ થશે, અને કુકર્મ કમી થશે."

સોક્રેટિસે આના ઉત્તરમાં એક સુંદર વાકય કહી સંભળાવ્યું. "અહો થિયોડોરસ કુકર્મનો કદિ નાશ થતો નથી, કારણ કે, સદાચારની વિરૂદ્ધ કંઈ પણ વસ્તુ નિરંતર રેહેવીજ જોઇયે, તે કુકર્મ, તેમને સ્વર્ગમાં દેવતા પાસે પ્રવેશ કરવાને કોઇ માર્ગ ન જડવાથી આ નાશવંત જગત્ તથા સંસારી માયાની આજુબાજુએ ભ્રમણ કર્યા કરવાની અગત્ય પાડેછે, તેથી આપણે પણ ત્યાં સત્વર ગમન કરવું જોઇયે, અને ત્યાં ગમન કરવું તે જેટલું બની શકે તેટલા પ્રમાણમાં પરમેશ્વરની સાદશ થયા સમાન છે. અને પરમેશ્વરની સાદશ થવું એનો અર્થ એવો છે કે આપણે પવિત્ર, ન્યાયી અને ડાહ્યા થવું જોઇયે; પણ અહો મારા મિત્ર, મનુષ્ય જાતિને સદ્‌ગુણનો માર્ગ ગ્રહણ કરવાનું, તથા દુર્ગુણને તજવાનું તેમના મનમાં ઠસાવવું એ તમને સેહેલ નથી. ને જેને માટે ઘણાક વાસ્તવિક રીતે એમ કેહેછે કે, સારી રીતે વર્ત્તવાથી માણસ દુનિયાંની દૃષ્ટિયે સારો દેખાયછે, એમ જે વારંવાર લોકો પણ કહ્યાં કરેછે, અને જે વાત મારા ધારવા પ્રમાણે એક પ્રાચીન સ્ત્રીની દંતકથામાં કહેલી છે, તેવાં કારણો કહી બતાવ્યાથી તેના મનમાં એ વાત ઠસાવી શકશો નહિ. તેમને સત્યસિદ્ધાંત સંભળાવવો જોઇયે. પરમેશ્વરનામાં તો જરાપણ અન્યાય છેજ નહિ, તે કેવલ ન્યાયી છે. આપણામાં જે અતિશય પવિત્ર હોય

તેનાથી બીજો કોઈ પણ પ્રભુ સમાન વધારે નથી, અને મનુષ્યનું સત્ય ડાહાપણ અને તેમનામાં રહેલા નહિત્વ અને ભીરૂતાનો આની સાથે ઘાડો સંબંધ છે–કારણ કે, એ જાણવું એજ સત્ય ડાહાપણ અને પુરૂષાર્થ; અને એ ન જાણવું તે સ્પષ્ટ રીતે કેવલ મૂર્ખાઇ અને દુર્ગુણ છે. બીજા બધા પ્રકારનાં ડાહાપણ અને મૂર્ખાઈ કે, જે, માત્ર આભાસ છે, જેવાં કે, રાજ્યદ્વારી પુરૂષોનું ડાહાપણ અથવા કલાકૌશલ્યોનું ડાહાપણ અને તે અણઘડ અને સામાન્ય છે. અધર્મી મનુષ્યે અથવા અપવિત્ર વસ્તુનું કથન કરનારે અથવા તેવી વસ્તુ કરનારે એમ મિથ્યા મનમાં ન માનવું કે, મારામાં જે લુચ્ચાઈ છે તે એક ચતુરાઈ છે; કારણ કે દુષ્કૃત કરવામાં માણુસ કીર્ત્તિ સમજે છે. તેઓ ધારેછે કે, અમારે માટે બીજાને અમે એવું બોલતાં સાંભળિયે છિયે કે, "આ નકામા માણુસ છે, પૃથ્વીઉપર ભારભૂત છે, પણ એક સ્થિતિમાં નિર્ભયતાથી રેહેવાને ઇચ્છનાર મનુષ્ય જેવા છે." આપણે તેમને કેહેવું જોઇયે, કે, તમે કોણ છો એ વાત તમે પોતેજ જાણતા નથી, કારણ કે અધર્મ કરવાથી શી શિક્ષા થાયછે એની તમને ખબર નથી. એ વાત તમારે સર્વથી પેહેલી જાણવી જોઇયે. તમારા ધારવા પ્રમાણે એ શિક્ષા ફટકાની તથા મોતની નથી, કે જેમાંથી કુકર્મકરનાર વારંવાર બચી જાયછે, પણ એ શિક્ષા એવી છે કે, તેમાંથી મુક્ત થઈ શકાયજ નહિ."

પ્લેટોમાંથી લીધેલાં આ સ્તુત્ય વાક્ય લાંબાં છે તોપણ તમને એ વાંચી સંભળાવવાં એ મને ઉચિત લાગ્યું. કારણ કે એથી વધારે સુંદર વાક્ય બીજે કહિંથી જડવાં કઠિણ છે, એમ મને લાગેછે. તમારી સમક્ષ મેં તે વાંચીજ સંભળાવ્યાં છે તેથી હમણાં તમારાથી સંપૂર્ણ રીતે તે સમજી શકાયાં ન હોય તો, મને આશા છે કે તે સમજવાને તમે જરા શ્રમ લેશો, કારણ કે, એ વાક્ય તમારે અભ્યાસ કરવા જેવાં છે.

તમને સમજાયું હશે કે, કાયદાજાણનારની સાથે તત્ત્વશોધકનો મુકાબલો કરવાનું કારણ એટલુંજ છે કે, તેથી તત્ત્વશોધકની પ્રશંસા વૃદ્ધિને પામે. વિશેષે કરીને હાલના સમયમાં આપણ સર્વે કાયદાજાણનાર વર્ગને ઓળખિયે છિયે; તેઓમાંથી કેટલાએક બિલકુલ દાસવૃત્તિવાળા અધમ તથા અપ્રમાણિક હોતા નથી; તેઓ ઘણા ન્યાયી અને ઉચ્ચ પંક્તિના માણુસ હોયછે; એમનાં આચરણ એવાં હોયછે કે, તે જોઈ પ્લેટોએ વર્ણવેલા કાયદાજાણનાર કરતાં તેના તત્ત્વશોધકનું વધારે સ્મરણ આપણને થાયછે.

અને, આપણે પણ જોઈયે છિયે કે, તત્ત્વશોધક પોતે જરા નમ્ર ટીકાને પાત્ર થાયછે. કારણ કે તે રીતભાતમાં નિરાળો ને વિચિત્ર જણાયછે. વળી ઉચ્ચ વસ્તુઓ ઉપર તેનાં નેત્ર એટલાં સજ્જડ ચોટયાં હોયછે કે, "તેથી તે તેના પગ આગળ શું પડયુ હોયછે તે પણ જોઈ શકતો નથી." હું ધારૂં છું કે આપણ સર્વે આટલો વિચાર કરવાને મળતા થઇશું કે, જ્યાંલગણ તત્ત્વશોધકની દેહનો વાસ નગરમાં રહેલો હોયછે ત્યાંલગણ જે વસ્તુઓ તેને ગ્રાહ્ય છે તેનો તેણે આદરપૂર્વક સ્વિકાર કરવો, અને મનુષ્યત્વની અલ્પતા તથા નહિત્વનો તિરસ્કાર કરી તેમણે નાસતા ફરવું જોઇયે નહિ."

પણ બીજી રીતે વિચાર કરતાં આપણે એમ માન્ય કરવું જોઇયે કે, પ્લેટોએ વર્ણવેલા તત્ત્વશોધકની સમાન સર્વે મનુષ્યોએ પ્રસંગોપાત્ જગત્‌ની વસ્તુઓમાંથી મુક્ત થઈ ન્યાય અને અન્યાયનો તે વસ્તુના સ્વભાવ વિષે વિચાર કરીને, અને તેઓ વચ્ચે રહેલો ભેદ જાણીને, તેમજ તેઓ અને બીજી વસ્તુઓ વચ્ચે રહેલો ભેદ જાણીને, અથવા તો રાજાના સુખવિષેની સામાન્ય થઈ પડેલી વાતો મૂકીને રાજ્યવિષે અને મનુષ્ય જાતિના એકંદર સુખ અને દુઃખવિષે વિચાર કરીને ઉન્નતસ્થિતિમાં આવવા પ્રયત્ન કરવો

જોઇયે, કારણ કે, આ રીતે વર્ત્તવાથી જગત્‌માં રહીને સ્વર્ગની પ્રાપ્તિ મનુષ્યને થાયછે; અને મનુષ્યસમુહમાં રહીને પણ મનુષ્ય સ્વર્ગના અમરલોકના સત્યસુખનો મહિમા ગાઈ શકેછે.

જે વિષય ઉપર આજે વિશેષે કરીને તમારૂં લક્ષ ખેંચવા ઇચ્છું છું તે એ કે, અતિ વ્યવસાયી જીવિત નિર્ગમન કરનારને પણ મનન અને વિચાર કરવાને કંઈ પણ અવકાશની અગત્ય છે. એવા પ્રકારનો અવકાશ સર્વ નિર્વિકારી કૃત્ય કરવા માટે અન્ન અને પોષણરૂપ થઈ પડેછે અને અતિસબળ મનવાળા માણસોને પણ તે અવકાશની ઘણી અગત્ય જણાય છે. આપણા મનમાં સત્ય વિચાર લાવ્યા વિના સત્ય જીવિત આપણે નિર્ગમન કરી શકીશું નહિ, અને જગત્‌ના સર્વ મહાન્ ઉપદેશકોએ એવો ઉપદેશ કર્યોછે કે, સત્ય, એકાંતવાસમાંજ પ્રાપ્ત કરી શકાય છે, તેમજ એવો પણ ઉપદેશ કર્યોછે કે, સત્ય નગરના કામકાજમાં અથવા મનુષ્યકાર્યના ઘોંઘાટમાં પ્રાપ્ત થઈ શકતું નથી, પણ શાંત વનમાં પ્રાપ્ત કરી શકાય છે; કેમ કે ત્યાં ઈશ્વરી વાણી મનુષ્યને કાને અતિ સ્પષ્ટરીતે પડેછે. તેટલા માટેજ મનુષ્ય જ્યારે તે એકાંતમાં હોય ત્યારે હું પોતે કોણ છું, અને મારો ધર્મ શો છે તે જાણવા સમર્થ થાયછે. એકાંત ચિન્તવનમાં આ પ્રમાણે નિર્ગમન કરેલો સમય કદિ નિષ્ફલ જતો નથી. માટે જ્યારે જ્યારે તમે તમારામાં રહેલા દોષ વિષે વિચાર કરશો ત્યારે ત્યારે સબળ થવાનું શિખવા તમે સમર્થ થશો. આત્મપરીક્ષા અને વિચારના સમયમાં, એટલે કે, જ્યારે તમે જીવિતના ઉપાધિ ભરેલા કાર્યથી મુક્ત થાઓછો ત્યારે, જાણે તમે પરમેશ્વરની સન્મુખ ઉભા ન હો, એવી તમારી સ્થિતિ હોય છે, અને તેથી તમને પરમેશ્વર કનેથી બળની પ્રાપ્તિ થાયછે. કવિતા વિષે જેમ કેહેવાયછે તેવીજ રીતે આવું શાંત ચિન્તન કરવાથી એવો પરિણામ થાયછે કે

તે મનુષ્યને નિત્ય સહવાસના નિરૂત્સાહી કષ્ટદાયી શ્રમમાંથી તથા ખેદ ઉપજાવે એવા નિત્યકાર્ય ક્રમમાંથી મુક્ત કરાવી તેની સ્થિતિનું વિસ્મરણ કરાવી અતિ ઉચ્ચ, ગંભીર અને પવિત્ર અસરનો પાસ બેસાડી ઉન્નત દશાનું સામર્થ્ય પ્રાપ્ત કરાવે છે.* અને એજ ગ્રંથકાર કેહેછે કે, “જેટલા સમયની અગત્ય અંતઃકરણ ભિજવવામાં પડેછે તેટલા સમયની અગત્ય આપણુને બુદ્ધિ કેલવવામાં પડતી નથી; જે અંશ આ-ણુમાં રહેલો છે તે કેલવવાને માટે સમય અને અવકા-શની અગત્ય આપણુને પડેછે.” વ્યવહારિક કાર્ય કરવાથી આપણુને જ્ઞાનનીજ પ્રાપ્તિ થાયછે, પણ વિચાર કરતાં શિ-ખવાથી આપણામાં સુબુદ્ધિ આવેછે, કે જે જ્ઞાનના કરતાં પણ વધારે સારી છે.

સર્વ ધર્મમાં ચિન્તન અને એકાંત મનન કરવાનો આ-દેશ કરેલો છે; અને હિંદુધર્મશાસ્ત્રમાં જેટલી તેની પ્રશંસા કરેલી છે, એટલી અન્ય ધર્મમાં કરેલી નથી. અનુગીતામાં નીચેપ્રમાણે શ્લોક લખેલા છે તે સાંભળો.—

**तत्र बुद्धिविदोलोकाः सद्भावनिरताश्चये**
**ध्यानिनोनित्ययोगाश्च सत्यसंधाजितेन्द्रियाः**

**(महाभारत आश्वमेधिकपर्व अनुगीता अध्याय ४० श्लोक ६)**

જે લોક બુદ્ધિમાન અને સદ્‌ભાવનેવિષે તત્પર હોયછે, જે ધ્યાન ધરેછે, જે નિરંતર એકાગ્ર ચિત્તવૃત્તિવાળા હોયછે, સત્યવાદી હોયછે, જેણે પોતાની ઇન્દ્રિયો જીતેલી હોયછે.

**ज्ञानवंतश्चयेकेचिद् लुब्धाजितमन्यवः**
**प्रसन्नमनसोधीरा निर्ममानिरहंकृताः ॥ ७ ॥**

જે જ્ઞાનવંત હોયછે, જે નિર્લોભી હોયછે, જેમણે ક્રોધને

* એફ, ડબ્લીયું, રોબર્ટસનનાં ભાષણનું પૃષ્ઠ ૧૨૧

જીત્યો હોયછે, જેમનાં મન પ્રસન્ન રેહેછે, જે ધીર હોયછે, જે મમતા રહિત હોયછે, જે અહંકારરહિત હોયછે.

**विमुक्ताःसर्वएवैते महत्त्वमुपयांत्युत ॥ ८ ॥**

ઉપર વર્ણવેલા લક્ષણવાળા પુરૂષ અજ્ઞાનથી મુક્ત થઈ મહત્ પદવિ પામેછે.

**ध्यानयोगेन शुद्धेन निर्ममानिरहंकृताः**
**आप्नुवन्ति महात्मानो महांतं लोकमुत्तमम् ॥**

**અ० ૨૨ શ્લો० ૫૨૧**

શુદ્ધધ્યાન યોગથી જેનું अहं (હું) અને मम (મારૂં) નાશ પામ્યાં છે એવા મહાત્માઓ મ્હોટા ઉત્તમ લોકોને પામેછે.

**ध्यानयोगमुपागम्य प्रसन्नमतयःसदा**
**सुखोपचयमव्यक्तं प्रविशंत्यात्मवित्तमाः ॥ २३ ॥**

ધ્યાન યોગને પ્રાપ્ત કરીને જેઓનું મન પ્રસન્ન થએલું છે તેવા આત્મવિદ્વરિષ્ટ પુરૂષ સદા અવ્યક્ત સુખના સમૂહમાં પ્રવેશ કરેછે.

હવે એપિકટેટસ નામનો તત્ત્વશોધક કે જેના વિષે હું પ્રથમ કહી ગયોછું, તેનો ઉપદેશ સાંભળો. "જેમ ઝ્યુસ (બુધ) નિઃસંગ તથા આત્મસંતુષ્ટ રેહેછે અને પોતાની સત્તા અને તત્સંબંધી મનન કર્યા કરેછે, અને પોતાને અનુકૂળ વિચારમાં ગુંથાયો રેહેછે તેમ, આપણે પણ આપણા મન સાથે પ્રશ્ન કરવા કેમ સમર્થ ન થવું જોઇયે? તેમજ બીજા કોઇની અગત્ય ન પડવા દેવા, આપણો કાલ નિર્ગમન કરવાને સાધનરહિત ન થવા, ઇશ્વરી સત્તા માન્ય કરવા, અને આપણો હરકોઈ વસ્તુ સાથેનો સંબંધ જાણવા આપણે કેમ સમર્થ ન થવું જોઇયે? તેમજ જે વસ્તુઓ બન્યાં જાયછે, અને હાલ તેમની કેવી સ્થિતિ છે, તેમના પ્રતિ આપણને પેહેલાં કેટલો બધો મોહ હતો, તેનો વિચાર કરવા,

દુઃખ દેનારી વસ્તુઓ હજી કયી છે, ને તેને માટે શા ઉપાય યોજવા, અને તે કેવી રીતે નિવારણ કરી શકાય, તેનો વિચાર કરવા અથવા કોઇ પણ વસ્તુમાં સુધારો કરવાની અગત્ય જણાય તો, તેમાં બુદ્ધિ અનુસાર સુધારો કરવામાટે આપણે કેમ સમર્થ ન થવું જોઈયે?"

અને, પોતાનું કેહેવું ચાલુ રાખી, એપિકટેટસ એમ દર્શાવે છે કે, "રોમન લોકો તેમના સેહેનશાહ સિઝરની સત્તા નીચે અત્યંત નિર્ભય અને સુરક્ષિત છે, પણ તાવથી, નૌકાભંગથી, અગ્નિથી, ધરતીકંપથી તથા વીજળીથી શું સિઝર આપણને નિર્ભય કરી શકશે? મારે એટલુંજ હમણાં કેહેવાનું છેકે શું સિઝર આપણને મોહથી મુક્ત કરી શકશે? ના તેનાથી તેમ બની શકવાનું નથી. ત્યારે શું તે ખેદથી મુક્ત કરી શકશે? તે પણ તેનાથી નહિ બને. ત્યારે શું ઇર્ષાથી તે મુક્ત કરશે? તે પણ તેનાથી બનવાનું નથી. અર્થાત્ આ સર્વ વસ્તુઓ માહેની એકેમાંથી આપણને તે મુક્ત કરી શકે એમ નથી. પણ તત્ત્વશોધકનો સિદ્ધાંત એવોછે કે, ઉપર કેહેલી વસ્તુઓથી પણ આપણે નિર્ભય થઈ શકિયે. અને તે સિદ્ધાંતમાં શું કહેલું છે? હે મનુષ્યો! જો તમે મારૂ કેહેવું લક્ષમાં રાખશો તો, તમે ગમે ત્યાં હશો, તમે ગમે તે કામ કરતા હશો, ત્યાં ત્યાં અને તે તે સમયે તમને ખેદ થશે નહિ, ક્રોધનો આવેશ આવશે નહિ, તેમજ તમને બલાત્કાર તથા પ્રતિબંધનો અનુભવ થશે નહિ, એટલુંજ નહિ પણ તમારો કાલ નિર્વિઘ્ન અને નિર્ભયતાથી નિર્ગમન કરશો. સિઝરથી પ્રકટ ન થઈ શકે એવી (અને તે પ્રકટ કરવાને સિઝર સમર્થ પણ શી રીતે થઈ શકે?) આવા પ્રકારની શાંતિ જ્યારે મનુષ્યને પ્રાપ્ત થાય, અને તે બુદ્ધિદ્વારા પરમેશ્વરથીજ થાયછે, ત્યારે તે જોતો જાયછે અને વિચાર કરેછે કે, હવે મને કોઈ પ્રકારનું કષ્ટ આવી પડવાનું નથી. મારે ચોરનો, કે,

ધરતી કંપનો ભય રહ્યો નથી. સર્વ વસ્તુ પરિપૂર્ણ રીતે નિર્ભય અને સુખ શાંતિમાં છે. પ્રત્યેક માર્ગ, નગર, મંડળી, પાડોસી અને સોબતી મને હાનિ કરી શકે એમ નથી, એવો જ્યારે વિચાર કરેછે, એવા એકાન્તના સમયે શું તે સંતુષ્ટ સ્થિતિમાં નથી હોતો[1]?"

જીવિત કેવલ માયિક તથા મિથ્યા છે, એમ માનવાનું નથી, પણ કવિ લોંગફેલોના ઉપદેશ પ્રમાણે તે, સત્ય તથા અગત્યનું છે. પણ જીવિત સત્ય તથા અગત્યનું છે એમ શા ઉપરથી કેહેવું જોઇયે? કારણ કે, જે વસ્તુ આપણે જોઇયે છિયે તેની પછવાડે વહી જતી અને માયિક છાયા પછી એવી સત્ય વસ્તુ રહેલી હોયછે કે જે, આપણે જોઈ શકતા નથી. પણ તે સત્ય છે એટલુંજ નહિ પણ તે નિરંતર ચાલતી રેહે એવી છે. આ સત્ય વસ્તુઓ ધર્માચરણ, પવિત્રતા, સત્યતા, ન્યાય, દયા અને મનુષ્ય જાતિયે કલ્યાણકારી છે એમ સ્વિકાર કર્યો છે, એવા બીજા ગુણ.—એ ગુણ જો પરિપૂર્ણ સ્થિતિમાં હોય તો તેમને પરમેશ્વરના પોતાના ગુણ છે એમ આપણે માનિયે છિયે. માટે આપણે જે ચિન્તન કરવાનું છે, તે આ ગુણ વિષે કરવાનું છે. અને તે બનતા સુધી જેમ ઘણી વાર થાય તેમ વધારે ઉત્તમ છે. આ પ્રમાણે ચિન્તન કરવું એટલે નિરૂદ્યમી રેહેવું એમ સમજવાનું નથી. મનન કરવું એ એક પ્રકારનો સખત અભ્યાસ છે. વળી મનુષ્યના આત્માથી પ્રાપ્ત થઈ શકે એવા અભ્યાસમાં તે સૌથી શ્રેષ્ઠ છે. અને તે અભ્યાસથી આપણામાં ચાપલ્ય આવેછે, એટલુંજ નહિ પણ તેથી આપણા આત્માનું પોષણ થાય છે. એ અભ્યાસ આપણા ધાર્મિક જીવિતને અનુરૂપ તથા પુષ્ટિકારક છે. અને તેથી આપણે જેમ આપણા વિચારમાં ઉચ્ચ સ્થિતિયે પોહોચિયે છિયે

---

૧ લોંગનું એપિક્ટેટસનું આખ્યાન પૃષ્ઠ ૨૩૦.

તેમ આપણે આપણા કૃત્યમાં પણ વધારે સબલ થઇયે છિયે. અતિ ગૂઢ વિષય ઉપર વિચાર કરનાર વર્ગ બહુધા અતિ ઉદ્યોગમાં જીવિત નિર્ગમન કરેછે. શુભ કૃત્ય કરનારાઓએ શુભ વિચાર કરનારા પણ થવું જોઇયે. અને જનરલ (સેનાધિપતિ) લૉર્ડ વુલ્સલી કે, જે મારા સમજવામાં આવે છે કે, બ્રિટિશ સૈન્યમાં અતિ ચપલ સંગ્રામી કેહેવાય છે તેણે આપણને એમ દર્શાવ્યુંછે કે, જ્યારે જ્યારે હું રાજ્યની સેવા કરવા જાઉંછું, ત્યારે મારી સોલ્જર્સ પૉકેટબુક (સૈનિકોપયોગી નામનું પુસ્તક) સાથે થોમસ આકેમ્પીસ તથા બુક ઓફ્ કોમન પ્રેયર, (સામાન્ય ભક્તિનું પુસ્તક) લેઈ જાઉંછું. આ બન્ને પુસ્તક એવાં છે કે, એના જેવાં અંગ્રેજી ભાષામાં ભાગ્યેજ બીજાં હશે કે, જે શાંત મને ચિન્તન્ કરવાને અતિ પોષણકારક થઈ પડે. એક ત્રીજું પુસ્તક જેને તેના પ્રિય પુસ્તકના વર્ગમાં ગણે છે, તે, "રોમનાં અતિ પ્રતાપી પાદશાહો માંહેના એક માર્કસ ઓરીલિયસના વિચાર" છે, અને હું આશા રાખું છુ કે, તમે પણ એ પુસ્તક કોઇ સમયે વાંચશો.

એમ પણ વારંવાર કેહેવામાં આવેછે કે, અર્વાચીન સમયમાં જગત્ એટલું બધું વ્યવસાયી થઈ પડયું છે કે, અને મનુષ્ય પોતાનું જીવિત એટલી બધી ત્વરાથી નિર્ગમન કરેછે કે, પ્રાચીન સમયના કરતાં લોક વિચાર કરવાનો થોડો અવકાશ રાખેછે. એક અંગ્રેજ કવિ જેનું મૃત્યુ ગયા વર્ષમાં થયું તે કહી ગયો છે, કે,—

(વસંતતિલક.)

અંગ્રેજ આધુનિક ચાંપથી કાર્ય સાધે,<br>
ને કાળજીથી યુથબંધ વિદેશ વાધે;<br>
ભૂમધ્ય સિંધુ વળી નાઈલને તરેછે,<br>
ને પૂર્વનો વિધિતરી સઘળે ફરેછે. ૫૧

દેખાવ આખો અત્રનિમહિના વિલોકે,
દેખી ધુણાવી શિરબંધ ધરેછ ચોકે;
ને મોતના મુખલગી પણ જંપ ના લે,
આત્મસ્વરૂપ પ્રતિ કોઈ ક્ષણે ન ભાળે. ૫૨

અને ઇંગ્લાંડના પ્રખ્યાત રાજનીતિજ્ઞ મી. ગ્લાડસ્ટને થોડા સમય પેહેલાં પોતાનો એવો અભિપ્રાય વિદિત કર્યો છે કે, "વ્યાપાર તથા નવીન શોધદ્વારા વૈભવની એટલી તો વૃદ્ધિ થઈ ગઈ છે કે, તેથી દેહ તથા સાંસારિક વિષયનો વધારો થયા જાયછે, અને તેથી પરિચયના પ્રાબલ્યને લીધે આપણને દૃષ્ટિગોચર થતી સૃષ્ટિનો મોહ વધારે સબલ થતો જાય છે, અને તેથી અગોચર વસ્તુ (અધ્યાત્મ) જોવાને ઉપયોગી થઈ પડતી માનસિક તથા અંતઃકરણની સત્તામાં વધારો થાયછે",* એ વાત ખરી હશે; અને જેમ ઇંગ્લાંડને લાગુ પડેછે તેમ ભરતખંડને પણ લાગુ પડતી હશે. જો આમ હોય તો ખરેખર એ શોચનીય છે.

તેથી વિચારપૂર્વક અને લક્ષપૂર્વક ચિન્તન કરવાને અમુક વખત નિમી રાખવાની હું તમને સલાહ આપુંછું. આવું ચિન્તન મનુષ્યના ધર્મસંબંધી અને તેના આત્માની સ્થિતિ સંબંધી ગૂઢ વિષયો ઉપર કરવું જોઇયે. આવા વિચાર કરવાને માટે તો તમે તમારી મેળે વખત નિમી શકો એમ છે. કાં તો પ્રતિ દિવસ પ્રાતઃકાલે અથવા સાયંકાલે, કે જે સમયે તમે એકલા એકાંતવાસ સેવતા હો, અથવા તો દિવસે કામથી મુક્ત થઇ નિવૃત્ત થયા હો તે સમયે અથવા તો તમારી જન્મતિથિયે, અથવા સપરવે દાહાડે, અથવા ઉપવાસના દિવસે, અથવા તો કોઇ પણ પ્રકારનો વિશ્રામ લેવાને નિર્મેલા દિવસે માત્ર તમારે પ્રતિ દિવસ અમુક ક્ષણ નિમી રાખવી. અને શાંત રીતે ચિન્તન કરવાને માટે

---

* નાઈનટીન સેંચરી નામના ચોપાનિયાનો મે ૧૮૮૮ નો અંક.

નિમી રાખેલી આ ક્ષણો તે તમારા જીવિતની એક નિયમિત ટેવ જેવી કરી રાખો. આવી ક્ષણો છે તે જીવિતની કષ્ટસાધ્ય યાત્રામાં વિશ્રામાલય સમાન થઇ પડશે; તેથી તમારાં પીડિત મનને વિરામ આપી શકશો. અને તમારી સન્મુખ પડેલા માર્ગે જવાને તમે બલવત્ થશો એટલુંજ નહિ પણ એ ક્ષણો જીવિતના તિમિરને પ્રકાશિત કરવા દીપકરૂપ થઇ પડશે. અને તે જીવિતના ગભરાટમાં નાખે એવા ખોટા ભ્રમમાં (આભાસમાં) પણ તમને સીધે રસ્તે દોરશે.

( છપ્પય. )

જે જ્યોતિ ઠરી રહ્યું, ત્દ્દયના અંતર ભાગે
ચિત ચહિયે તે સમય જગાવ્યું તે નવ જાગે
ભ્રમણ ધમે ઉત્સાહ કિન્તુ કશું એ નવ ભાસે
ને આત્મા રે' પડ્યો જ્ઞાનગુંચતણે નિવાસે
પણ અંતર્મુખતાને સમય જે કરવું ઇચ્છાય છે
તે ચિન્તન કેરા સમયમાં સહજે સિદ્ધ કરાય છે.* ૫૩

તેટલાજ માટે સદાચરણી ને ઉદ્યોગી જીવિતનો ગૂઢાર્થ, ધર્મસંબંધી ચિન્તન અને વિચારશીલતા તથા પ્રભુપ્રાર્થનામાં રહેલો છે.

ચિન્તન, વિચારશીલતા, અને પ્રભુપ્રાર્થના એ સુલભ નથી. સર્વપ્રકારના અભ્યાસ કરતાં તે અતિ કઠિણ છે. અદૃશ્ય સત્ય વસ્તુઉપર આપણા વિચાર સ્થિર રાખવા તે કઠિણ છે, તથા તે સંબંધી પોતાના ચિત્તની એકાગ્રતા કરવી એ દુર્લભ છે. આ વિષયમાં પ્રાપ્ત થઇ શકે એટલી બધી સાહાયતાની આપણને અગત્ય છે અને તેમાં પુસ્તકો આપણને બહુધા સાહાયભૂત થઈ પડે છે. હરકોઈ સારૂં પુસ્તક નિત્ય વાંચવાથી, અને તેનો અમુક ભાગ કંઠાગ્ર કર્યાથી તે આપણા વિચાર દૃઢ રાખવામાં અને આપણી મહત્વે-

* માથ્યુ આર્નલ્ડની 'નીતિ'.

ચ્છાના સ્વરૂપને ઉન્નત સ્થિતિમાં લાવવામાં અતિ સાહાય કારક થઇ પડેછે. આત્મશિક્ષણ તથા આત્મપરીક્ષા પણ અતિ ગુણકારી સાહાય છે. "કાલ" વિષેના મારા ભાષણમાં બેન્જામીન ફ્રાંકલીન વિષે હું કહી ગયો છું. મેં એમ પણ કહ્યું હતું કે, જે, સદ્ગુણની શિક્ષા ગ્રહણ કરવાની તેને ઇચ્છા થઈ તેની એણે એક સ્મરણી કરી રાખવી હતી. પ્રત્યેક સદ્ગુણના અનુસંધાનમાં બોધ સૂચવી નીચેપ્રમાણે તેણે સ્મરણી કરીછે.

૧ **મિતતા.**—સુસ્ત બની જવાય એમ ખાવું નહિ, નિશો ચડે એમ પાન કરવું નહિ.

૨ **મૌન્ય.**—બીજાને તથા તમને જે હિતકારક હોય તેજ બોલવું, તે વિના બોલવું નહિ, નજીવી વાત કરવી નહિ.

૩ **વ્યવસ્થા.**—તમારી સર્વે વસ્તુઓ બરાબર સ્થાનકે મૂકવી. નિત્ય જે જે કામ કરવાનું હોય તેને માટે વખત નિમી રાખવો.

૪ **નિશ્ચય.**—જે કૃત્ય કરવાનો તમારો ધર્મ છે તે કરવા નિશ્ચય કરવો. જે કરવા નિશ્ચય કર્યો હોય તે અવશ્ય કર્યા વિના રેહેવું નહિ.

૫ **મિતવ્યય.**—અન્યના તથા તમારા પોતાના સુખાર્થે જેટલું ખર્ચ કરવાની અગત્ય હોય તેટલુંજ ખર્ચ કરવું. અર્થાત્ નિરૂપયોગી ખર્ચ કરવું નહિ.

૬ **ઉદ્યોગ.**—કાલ વ્યર્થ ગાળવો નહિ, કંઇ પણ ઉપયોગી કૃત્ય સદા ખંત રાખી કરવું, નિરૂપયોગી કામ કરવાં નહિ.

૭ **શુદ્ધભાવ.**—કોઇની સાથે હાનિકારક પ્રપંચ રમવો નહિ. નિષ્પાપ અને ન્યાયથી વિચાર કરવો. બોલવું તે પણ તેવીજ રીતે બોલવું.

૮ **ન્યાય.**—કોઇને હાનિ પોહોંચાડી અથવા જે હિત ક-

રવાનો તમારો ધર્મ છે, તેમાં કસુર કરી, કોઇને નુકશાન કરવું નહિ.

૯ **મર્યાદશીલતા.**—હદથી ઉપરાંત જવું નહિ. ક્રોધ ઉપજે એવું નુકશાન થતું હોય અને તે માટે કેહેવાની અગત્ય જણાય તોપણ ખામોશ રાખવી.

૧૦ **પવિત્રતા.**—શરીર, વસ્ત્ર અથવા તમારા વસવાના સ્થાનમાં મલિનતા રાખવા દેવી નહિ.

૧૧ **શાન્તિ.**—નજીવિ વાતથી વ્યગ્ર થવું નહિ, અથવા અસાધ્ય દૈવી બનાવથી ક્ષોભ પામવો નહિ.

૧૨ **જિતેન્દ્રિયત્વ.**—એક પત્નિવ્રત.

૧૩ **નમ્રતા.**—સર્વોત્કૃષ્ટ રીતિયે વર્તી ગએલાના દૃષ્ટાંતનું અનુસરણ કરવું.

તેણે એક રોજનીશી રાખી હતી તેમાં ઉપર વર્ણવેલા પ્રત્યેક સદ્ગુણખાતે એક પૃષ્ટ નિર્મી રાખતો. અને પછી પ્રત્યેક સદ્ગુણ ઉપર અનુક્રમે એક અઠવાડિયાસુધી પૂર્ણ લક્ષ રાખવા નિશ્ચય કરતો. તે કેહેછે કે, “આ પ્રમાણે પેહેલા અઠવાડિયામાં મિતતા વિરૂદ્ધ જરા પણ દોષ ન થવા દેવા મેં વધારે ચોકસ રેહેવા માંડ્યું, અને અન્ય સદ્ગુણ ઉપર એવું ધ્યાન ન આપી માત્ર પ્રતિ દિવસ થયેલા દોષનો સાયંકાલે નોંધ રાખવા માંડ્યો”. પ્રત્યેક સદ્ગુણની પાછળ એક અઠવાડિયું મંડ્યા રહી અને પ્રતિદિવસને અંતે એ અઠવાડિયામાં નિર્મી રાખેલા સદ્ગુણ વિરૂદ્ધ કેટલી વાર તે દોષિત થયો તે તેના પુસ્તકમાં નોંધ રાખી તેર અઠવાડિયા સુધી આ પ્રમાણે તેણે કર્યાં કર્યું. એવી રીતે પ્રત્યેક વર્ષના ચાર અઠવાડિયાના અંતરમાં ઉપર કહેલા પ્રત્યેક સદ્ગુણવિષે ખંત રાખી તેણે આત્મપરીક્ષા કરવા માંડી, અને કેટલાક સમય સુધી આત્મપરીક્ષાની તેની

આ યુક્તિ તેણે ચાલુ રાખી. તે કેહેછે કે, "હું ધારતો નોહોતો એટલા બધા દોષ મારામાં માલમ પડ્યા તેથી હું ચકિત બની ગયો. પણ જ્યારે તે દોષ મારામાં કમી થતા જાયછે એમ મને લાગ્યું ત્યારે મને સંતોષ થયો." તેની યુક્તિ અને તેનો અનુભવ મને લાગેછે કે, કેટલેક દરજ્જે આપણને સાહાયકારક થઈ પડે એવાં છે.

અન્તે પ્રભુપ્રાર્થનાની સર્વોત્તમતા વિષે, અને પરમ પવિત્રતા વિષે, સર આર્થહેલ્પ્સે જે પૂજ્યભાવના ઉદ્‌ગાર કાહાડ્યા છે, તેનો વિચાર કરિયે—પ્રભુપ્રાર્થનાથી આત્મશિક્ષણને નિરંતર પુષ્ટિ મળેછે, પણ તે પ્રાર્થના લોકોને દેખાડવાને થતી વિચારશૂન્ય હોવી ન જોઇયે, પરંતુ તે ભાવપૂર્વક એકાગ્રતાવાળી અને સાવધ થઇને કરેલી હોવી જોઇયે. મનુષ્ય પોતાના મનનેજ પૂછે કે,—જે વસ્તુ માટે તે પ્રભુપ્રાર્થના કરેછે તે તેને ખરેખરૂં મળશે? તે પોતાના મન સાથે વિચારી જુએ કે, જે ક્ષણે તે ક્ષમાભાવને માટે યાચના કરેછે તે ક્ષણે પણ તે પોતાના ક્રોધના આવેશને તજી દેવાને તે તત્પર છે કે નહિ? જો તે તત્પર ન હોય તો પોતાના કર્ત્તાના સાનિધ્યમાં અમુક શબ્દ બોલી જવા શિવાય બીજું કશું વધારે શુભ કૃત્ય કરવાનું મનુષ્યને જડી શકે નહિ. અર્થાત્ પોતાના પ્રભુ આગળ એકલો એક બાલક જેમ પોતાનો પાઠ ભણી જાયછે તેમ, અને જાણે દીસ્તુ રાખતો હોય તેમ, તેના અર્થઉપર લક્ષ આપ્યા વિના બબડી જવું, એ એક કંપારી વછુટે એવી પરમેશ્વરની મશ્કરી નહિ તો બીજું શું?*



* કામને અન્તે અવકાશના સમયમાં લખેલા નિબંધ, પૃષ્ઠ ૨૩.

## ૧૧ રીતભાત.

નીતિ અને રીતભાત જે આપણા જીવિતને દીપાવેછે તે કાયદા કરતાં વિશેષ અગત્યની છે, કેમકે કાયદા પ્રકટ થવાનું મૂળ તે છે. ન્યાયના નિયમ તો આપણને કોઇ કોઇ સ્થાને લાગુ પડેછે પણ રીતભાતની અસર તો સર્વ સ્થલે થાયછે, અને શ્વાસોશ્વાસમાં આપણે જે હવા લઇયે છિયે તેની પેઠે આખા જનસમૂહમાં તે વ્યાપી જાયછે. સારી રીતભાત જેને આપણે કહિયે છિયે તેનો અર્થ એજ કે સારી ચાલચલગત; અને વિવેક તથા માયાળુપણાનો તેમાં સમાવેશ થઇ જાયછે. મનુષ્યપ્રાણીમાં અન્યોન્ય જે સર્વ પ્રકારના લાભદાયક અને આનંદદાયક વ્યવહાર ચાલેછે તેમાં પરોપકારનો ગુણ છે તે સર્વોપરી છે. લેડીમોન્ટેગ કેહેછે કે, સભ્યતા વાપરવામાં આપણું કંઈ જતું નથી પણ તેથી સર્વ વસ્તુની પ્રાપ્તિ થાયછે.

સ્માઇલે રચેલા સ્વાશ્રયમાંથી.

( ગીતિ. )

રીતભાત જે છે તે, નથી નિરર્થક ખરૂં તમે જાણો;
રાજ્યભક્ત મન તેમજ, ઉદાર વૃત્તિતણુંજ ફળ માનો. ૫૪

સારી રીતભાતના વિષય ઉપર કંઇ પણ તમારા આગળ વિવેચન કરવાનું મારા મનમાં ઘણા દિવસથી હતું. કારણ કે તમે સર્વ માન્ય કરશો કે આ વિષય એવો છે કે તે આપણુ સર્વને નિત્ય અને ઘડિયે ઘડિયે ઉપયોગી છે. સારી તથા નઠારી રીતભાતમાં, તેમજ, જંગલી અને સભ્યવર્ત્તણૂકમાં કેટલું અંતર છે તે આપણુ સર્વે જાણિયે છિયે, તેથી અમુક મંડળીમાં, કેટલું અંતર જણાઈ આવેછે તે પણ, આપણે જાણિયે છિયે. અને તમારે તો જનસમૂહમાં વસવાનું છે, અને જાહેર જીવિત તેમના ભેગા રહીને નિર્ગમન કરવાનું છે, અને તમે સર્વની

દૃષ્ટિયે પડવાના છો, અને મને ભરોસો છે કે સર્વથી, તમારો આદર સત્કાર થવાનો છે, એટલા માટે તમને તે સભ્ય રીતભાતનો અભ્યાસ, ખરેખર, ઘણોજ ઉપયોગી છે; કારણ કે, હવે પછી, મનુષ્યના સમૂહમાં તમારી ગણના થવાનો અને તેમના ઉપર તમારો ભાર પડવાનો ઘણો આધાર, જેવી તમારામાં રીતભાત હશે, તેનાઉપર રેહેશે. જો તમે સામાન્ય માણુસની સમાન વર્ત્તશો, તો તમે સામાન્ય માણુસ જેવા દેખાશો, અને તમારો સત્કાર પણ તેવોજ થશે. સદ્‌ગૃહસ્થના જેવી તમે રેહેણી રાખશો તો તમારી ગણના પણ સદ્‌ગૃહસ્થ જેવી થશે, અને સદ્‌ગૃહસ્થ જ્યાં જ્યાં જાયછે, ત્યાં ત્યાં તેને જે માન અને પ્રતિષ્ઠા મળેછે, તે તમને મળશે.

સદ્‌ગૃહસ્થ કોને કેહેવો, એવિષે પેહેલા અને બીજા વર્ગના વિદ્યાર્થિયોને, મેં જે પ્રથમ ભાષણ આપ્યાં હતાં, તે માંહેના એક ભાષણમાં વિવેચન કરચું હતું. માત્ર સારી રીતભાતથીજ સદ્‌ગૃહસ્થ બનીજવાતું નથી, પણ એકંદરે સદ્‌ગૃહસ્થની પંક્તિમાં ગણાવાને જોઇતા સદ્‌ગુણોમાંનો સારી રીતભાત એ એક સદ્‌ગુણ છે. પણ કોઈ કોઇ વાર એવું બનેછે કે જે માણુસના અંતઃકરણમાં વાસ્તવિક રીતે સદ્‌ગૃહસ્થાઇનાં લક્ષણ હોય તોપણ તે ઉપર ઉપરથી સારી રીતભાતનો ડોળ ધારણ કરેછે. પણ જે રીતભાતમાં સંપૂર્ણરીતે સભ્ય નથી, તેને સદ્‌ગૃહસ્થ કહી શકાય નહિ. અને તમે તો તમારા જન્મથી તથા વિદ્યાભ્યાસથી, અને ચોગરદમથી આવી મળતા સુધારાથી સારી રીતભાતનો સદ્‌ગુણ જરા સંભાળ રાખીને વધે એવી ખંત રાખો તો સારા સદ્‌ગૃહસ્થ થવાનાં પૂરેપૂરાં સાધન મેળવી શકો એમ છે.

આપણે આપણા પડોશીનું ચિત્ત આકરશી શકિયે અને તેની દૃષ્ટિમાં આપણે આનંદદાયક જણાઇયે એમ બોલવામાં,

કૃત્ય કરવામાં, ભાવ બતાવવામાં, અને જોવામાં સ્વાભાવિક થઈ પડેલી રેહેણી ચલાવિયે એનું નામજ સારી રીતભાત. હવે આપણે સારી રીતભાતના ત્રણ વર્ગ પાડી, તેમના વિષે વિવેચન કરિયે.

(૧) બોલવામાં સારી રીતભાત.

(૨) કૃત્યમાં સારી રીતભાત.

(૩) અંગચેષ્ટામાં ને બાહારના દેખાવમાં સારી રીતભાત—

## (૧) બોલવામાં સારી રીતભાત વિષે.

આપણે જે શબ્દ બોલિયે છિયે તે ખરેખર, અત્યંત ઉપયોગી થઈ પડેછે. શબ્દવડે આપણે આપણા મનના વિચાર દર્શાવિયે છિયે; આપણે વાસ્તવિક રીતે કેવા છિયે, તેનો નિર્ણય (તોલ) આપણી આજુબાજુ રેહેનારને કરવાનું આ કરતાં કોઈ બીજું વધારે સારૂં સાધન નથી. માટે આપણે એવા બોલ બોલવા જોઇયે કે, જેની ધ્વનિ મૃદુ, મમતાવાળી, અને મનોહર થઈ પડે, તે કાનને મધુર લાગે, તથા અર્થમાં પણ આનંદકારક હોય, વળી તેનું ઉચ્ચારણ એવી રીતે કરવું જોઇયે કે, તેથી શ્રવણ કરનારના કાનને, તેમજ અંતઃકરણને કોમળ લાગે. તમે સારી પેઠે જાણોછો કે, કઠોર અને હલકી બોલી અતિશય અપમાનકારક થઈ પડેછે. તેમાં વળી ભરતખંડમાં તો, નીચ લોકમાં, સાધારણ રીતે બોલાતા બોલ, એટલા બધા હલકા, અને બેશરમ હોયછે કે તેથી ઘણુંજ માઠું લાગે; તેવીજ રીતે નીચ લોકના મ્હોડા માંહેથી નીકળતા ઘણા સાધારણ થઈ પડેલા અપવિત્ર અપશબ્દોથી પણ એવુંજ બનેછે. સોગન ખાવાની રીત પણ એવીજ હોયછે. તેમજ વળી પરમેશ્વરના નામનું અને પવિત્ર વસ્તુનું ઉચ્ચારણ એમજ બેસંભાળથી

થાયછે. પરમેશ્વર તથા ધર્મનાં પવિત્ર નામ, એટલાં તો, પરમપવિત્ર છે કે, તેને સંસારવ્યવહારના ચાલતા પ્રસંગમાં મરજીમાં આવે તેમ તેની ફેંકમ ફેંકા કરવી ઉચિત નથી.

આપણી બોલીમાં આપણે કેવા શબ્દ પસંદ કરવા જોઇયે, એ ઘણું ગૂઢ છે, કારણ કે, તેની ગતિ, આપણા ન્હદયના મર્મસ્થાન સુધી પોહોંચે છે. શબ્દો છે તે આપણા વિચાર સમજાવવાનું સાધન છે. અને જો આપણા વિચાર સારા હોય તો આપણે સારા શબ્દ ઉચ્ચારી શકિયે. "હઇયે હોય તે ઓઠે આવે." હઇયું મૃદુ હોય તોજ આપણા મુખથી મૃદુ શબ્દનું ઉચ્ચારણ થાય, એટલા માટે નિશ્ચયાત્મક તમારે તમારા વિચારમાં કોમલતા આવવા દેવી જોઇયે કે જેથી કરીને તમારી બોલીમાં પણ કોમલતા આવે.

આ ઉપરથી જણાય છે કે, સારી રીતભાતનો આધાર, કેવલ જે બોલ તમે બોલો છો, તથા જે સ્વરૂપમાં તેનું ઉચ્ચારણ થાયછે તેના ઉપરજ રહેલો નથી; પણ તમારા બોલવાનો અર્થ શો છે, તે ઉપર સારી રીતભાતનો વિશેષે કરીને આધાર રહેલો છે. તમારા બોલવાનો ભાવાર્થ આનંદજનક થાય, એમ તમારે કાળજી રાખવી જોઇયે. અયોગ્ય પ્રસંગે અયોગ્ય શબ્દ બોલવાની કેટલાકને ટેવ પડી ગઇ હોયછે. એટલે કે, શબ્દ પોતેજ અયોગ્ય નથી હોતા પણ જે વેળાએ અને જે ઠેકાણે તે બોલવામાં આવેછે તે વેળાએ અને તે પ્રસંગે અજુગતા અને માઠું લગાડે એવા થઈ પડેછે. કેટલાકના જોવામાં કાંઈ નવી વસ્તુ આવે તો તેનું મૂલ્ય શું બેઠું છે એવું પૂછ્યા વિના તેનાથી રેહેવાતુંજ નથી. આવી રીતે પૂછવું એ નઠારી રીત ગણાયછે. કેટલાએક વળી એવા હોયછે કે તેઓ જો કાંઈ વસ્તુ તમારી પાસે જુવે અને તેમને તે મનગમતી થઈ પડે તો તમારી

પાસેથી માગી લેવાને આચકો ખાતા નથી. આ પણ નઠારી રીતભાત કેહેવાય. કેટલાએકને ભોજન અથવા દ્રવ્યસંબંધી વાતો કરવાની ટેવ પડી હોય છે. બીજા કેટલાએકને, ચિતરી ઉપજે એવા રોગ, અથવા કુટુંબ કલેષ વિષે, અથવા અન્ય દુઃખદાયક વિષય વિષે એટલી બધી પૂછપરછ કરવાની ટેવ પડી હોય છે કે, તેથી શ્રવણ કરનારના કાનને, તેમજ મનને, કઠોર લાગ્યા વિના રેહેજ નહિ. આવા પ્રકારનાં બધાં પ્રશ્ન અને ટીકા એ એક ખોટી રીતભાત કેહેવાય છે. અને તે મનની હલકી અને નીચ ટેવથી આવેછે. માટે તે તજી દેવા ખંત રાખવી. વળી નિરૂપયોગી અતિશયોક્તિનાં વચન બોલવાનું પણ તજવું જોઇયે. જે તમારે કેહેવાનો હેતુ હોય, તે સભ્ય શબ્દમાં કેહેવો, પણ તેમાં અતિશયોક્તિ કરી પ્રશંસાની બોલી વાપરવી નહિ. ભરતખંડમાં આવી રીતની બોલીનો પ્રચાર બહુ જણાયછે. આનું એક ઉદાહરણ તમને કહી સંભળાવું છું કે, જ્યારે હું ઇંગ્લાંડમાં હતો ત્યારે મારા એક મિત્રે, મને એમ લખ્યું હતું કે, તમારી કૃપાથી હું બરફ ઉપર લાકડાના જોડા પેહેરી દોડવાની રમતમાં જીત્યો છું. આ સમયે, એક લેફ્ટેનન્ટ ગવર્નરે કહેલી વાતનું મને સ્મરણ થાયછે. તે એક સમયે બંગાલા ઇલાકાની કોઈ નિશાળની પરીક્ષા લેવા ગયા હતા, અને ત્યાં તેમણે પરીક્ષા લેતાં પૂછ્યું કે, "પૃથ્વી ગોળ શાથી ફરેછે" એનું ઉત્તર તેને એવુંજ મળ્યું કે "આપકી ઇક બાલસે" (આપ જેમ ફરમાવો છો તેમ) આવું બોલવું ખોટું છે એટલુંજ નહિ, પણ બેવકુફાઇ ભરેલું છે. કારણ કે, તેથી બોલવાનો જે હેતુ તે નિષ્ફળ જાયછે.

આ સમયે, એક બીજા પ્રકારની અતિશયોક્તિ વિષે હું તમને કહી સંભળાવું છું. તે એકે, આપણે પોતે પોતાનેજ માન આપવાનું કરિયે છિયે. તે વિષે તમારૂં લક્ષ ખેંચવા હું ઇચ્છું છું. મારૂં એમ કેહેવું છે કે, જે પદવી

આપણને પ્રાપ્ત થઇ હોય નહિ, તે ધારણ કરવી અથવા તેનો સ્વીકાર કરવો એ સારી રીત કેહેવાય નહિ. આવું, ખોટું ડોળ ધારણ કરવું એ ખોટી રસજ્ઞતા અને નઠારી રીતભાતનું ચિન્હ છે. કેટલાએક લોક, "હિઝહાઇનેસ," મહારાજા, રાજા, કુમાર, એસ્કવાયર આદિ માનપ્રદર્શક ઉપનામ ધારણ કરવાનો અને બીજા પાસે તેમ કેહેવરાવવાનો ફાંકો રાખેછે. પણ તેમનેજ તેનો કિંચિત્ હક નથી હતો. આમ કરવાથી તેઓ ચેષ્ટાને પાત્ર થાયછે. અને તેથી તેમનું મિથ્યાભિમાન, તથા નીચમન, પ્રકટ થઈ આવેછે. આત્મપ્રશંસાથી મ્હોટાઈ મળતી નથી, પણ તેથી પ્રતિકૂલ પરિણામ નિપજે છે. જેવા તમે હો તેવા વાસ્તવિક રીતે તમારે કેહેવરાવવું, અને તેથી કંઇ પણ અધિક, અથવા ન્યુનતા બતાવવી નહિ, એમાં જ તમારી સત્ય શોભા રહેલી છે. જે વસ્તુ ખરી નથી તે શોભી આવતી નથી. તમે જે ટીકા કરો તેમાં મર્યાદા રાખવી; તમારાથી મોટી વયનાની સાથે, તથા તમારાથી જે વધારે ડાહ્યા મનાતા હોય તેની સાથે, વાદવિવાદ કરવો નહિ. જો તમારે કંઈ અભિપ્રાય આપવો હોય તો, તે રેહેમ ભરેલો અને નમ્રતાથી કહી બતાવવો.

બીજા કોઈ મુલક કરતાં અહિં ભરતખંડમાં, રાજ્યસત્તાની વિરૂદ્ધ, જાણ્યાવિના અને ઉતાવળથી ટીકા કરવામાં આવતી વારંવાર આપણે સાંભળિયે છિયે. કેવળ, અલ્પ કેલવણીવાળા અને વળી ખરી હકીકતની અણમાહિતીવાળા માણસોથી, રાજ્યપ્રકરણીય કૃત્યની દ્વેષપૂર્વક નિંદા થતી પણ આપણે સાંભલિયે છિયે. એવી ટીકા ઘણી અપમાનકારક છે. શું આ ટીકાનું ઉત્પત્તિકારણ, અવિચાર ભરેલી મૂર્ખાઇ કેહેવાય નહિ?

માટે જેમની આપણા ઉપર સત્તા હોય અને જે સર-

કારમાં મુખ્યત્વે કરીને મહાન્ સત્તાધીશ હોય તેમના સંબંધી બોલવું હોય, તો તે માનપૂર્વક બોલવાની સંભાળ રાખવી જોઇએ "સત્તાધીશ બનેલા છે તે પરમેશ્વરનાથી નિર્માણ થઇ બનેલા છે." એ વાત તમારા મનમાં ઉતારવા, મારા પ્રથમના ભાષણમાં હું પ્રયત્ન કરી ચૂકયોછું, માટે આપણ કોણ? કે તેમની નિંદા કરિ શકિયે?

છેવટમાં હવે ધર્મસંબંધી વિષય વિષે વાદવિવાદ ન કરવાની હું તમને સલાહ આપુંછું. ધર્મનો વિષય કાંઈ વિવાદનો વિષય નથી, પણ શ્રદ્ધાનો વિષય છે. ધર્મવિવાદથી પરિણામે ઘણી વખતે, અમર્યાદ ક્રોધ અને કેટલીક વખત તો, અમર્યાદ વિખવાદ નિપજે છે. એ મેં નજરે જોયું છે.

## (૨) કૃત્યમાં સારી રીતભાત.

આપણાં કૃત્ય પણ આપણા શબ્દ પ્રમાણે આનંદદાયક હોવાં જોઇયે. તમારા પ્રત્યેક કૃત્યમાં, સર્વ સમયે, સર્વ સ્થલે, નિશાળમાં રમવાની ભૂમિ ઉપર, ઘોડા ઉપર બેશી બાહાર ફરવા જાઓ, અથવા શિકારે જાઓ ત્યારે અથવા તમારા એકાન્ત સ્થલમાં હો ત્યારે તમારૂં આચરણ, નમ્ર અને સભ્ય રેહેવું જોઇયે. કે જેથી કરીને, તમારી રીતભાત, તમારા ઉપરિયોને અથવા તમારા હાથ નીચેનાઓને અથવા તમારા બરાબરિયાઓને પ્રિય થઇ પડે. સારી રીતભાતવાળો મનુષ્ય, સભ્યતા બતાવવામાં ઘણી નમ્રતા બતાવવાને કે ઘણી ઉદાર વૃત્તિ બતાવવાને ડરતો નથી. પણ જો, સર્વની પ્રતિ મમતાથી વર્ત્તવાને, તમારી સભ્યતા, પ્રમાણિક તથા અંતઃકરણપૂર્વક ઇચ્છાથીજ આવિર્ભૂત થતી હોય તો મારા ધારવા પ્રમાણે, શબ્દવડે તમારા આચરણમાં, હદથી ઉપરાંત સભ્યતા તથા મર્યાદા દર્શાવવામાં કોઈ પ્રકારનો બાધ નથી. ઉદ્ધત રેહેવા કરતાં, ગમે તે પ્રકારે બહુ સભ્ય રેહેવું એ વધારે સારૂ છે; અને કુલીન

પુરુષને તો તેનાથી અતિ નીચ પંક્તિવાળાઓના સહવા-
સમાં પણ તેમના પ્રતિ કૃપા ભાવ બતાવ્યાથી, અથવા તે-
મની સાથે મર્યાદશીલ રેહેવાથી આપણી હલકાઈ ગણાશે
એવી કંઈ પણ બીક રાખવાની અગત્ય નથી. માટે જો
તમારે સારી રીતભાત શીખવી હોય તો મારૂં કહ્યું માની,
સર્વની સાથે તમારા વ્યવહારમાં મર્યાદશીલ રેહેવું. ડોળ
રાખવો નહિ, અને માનપૂર્વક વર્ત્તવું. તેમજ સર્વની સાથે
ખુલ્લા દિલથી વાત કરવી, નિષ્કપટી થવું, અને ગમતી રે-
હેણી રાખવી. આપણી પાસે થઇને જતા માણસોને સ-
લામ કરવી. પણ જે સમયે, તમે રસ્તામાં જેને ઓળ-
ખતા હો તેને જુઓ, અને જો તેમની સાથે કદાચ થોડું
પિછાન હોય, તો પણ તે સમયે તેમની આગળ થઇને
મુંગે મ્હોડે ચાલ્યા જવા કરતાં, કંઈ પણ ઓળખાણની
નિશાની બતાવવાથી તમારી શોભા વધે છે. જેને તમે
ઓળખતા હો, પછી કાં તો તેને તમારાથી વિશેષ યોગ્ય-
તાના ગણુતા હો કે નહિ તે વાત જુદી છે તો પણ તેવા
પ્રત્યેકને તમારે સલામ કરવી યોગ્ય છે. એમ હું ધારૂંછું.
અને એમ કરવાથી તમારી ખરેખરી કુલીનતા કે ઉચ્ચ
પદવિ બતાવ્યા જેવું તમે કરયું, એમ ગણાશે. સર્વની સા-
થેની આવી જવાબદારી અને મળતાપણું રાખવાથી પોત-
પોતાને સર્વોત્કૃષ્ટ માન આપ્યારૂપ થાયછે. તમે જે કંઈ
કૃત્ય કરો તે સમયે તમારા મનમાં એવો વિચાર ન આ-
વવો જોઇયે કે મારી મ્હોટાઇ શાથી જણાય? પણ
હું બધાની સાથે મલતાવડો તથા પ્રિય શી રીતે થાઉં?
એવો વિચાર તમારે કરવો જોઇયે. જો આવો વિચાર રા-
ખશો ને તે પ્રમાણે તમે વર્ત્તશો તો તમારી મ્હોટાઈ,
પોતાની મેળેજ, જણાઈ આવશે.

વિનય એ એવો ગુણ છે કે, તે પ્રત્યેકને, માન્ય કરવા
યોગ્ય છે. આશ્ચર્યની વાત એટલીજ છે કે, તે ઘણાજ થોડા

ભાગે જોવામાં આવેછે. બીજા દેશ કરતાં, ભરતખંડમાં, તે ઘણે થોડે ભાગે હશે કે નહિ તે હું ખાત્રીથી કહી શકતો નથી, પણ ભરતખંડના તરૂણ વયનાની વિરૂદ્ધ, અને તેમાં વિશેષે કરીને, જેમણે કાંઇ પણ કેલવણી લીધેલી હોયછે, તેમની વિરૂદ્ધ સામાન્ય આરોપ, એવો મુકાતો જાયછે કે, વિનયી થવાને બદલે તેઓ પોતે પોતાને વિષે ઘણું માની લેછે. કેલવણીનો પરિણામ, છેવટ, આવો નિપજેલો જોઈ મને ઘણો ખેદ થાયછે. કેલવણી પ્રાપ્ત કર્યાથી આપણને એવો બોધ થવો જોઇયે કે, આપણે અલ્પજ્ઞ છિયે, અને તેથી આપણે નરમાશ પકડવી જોઇયે, પણ યુવાવસ્થાનો ઉછલતો ઉત્સાહ અને જોશ એટલા પ્રમાણમાં હોયછે કે, તેથી હદઉપરાંત પોતાની વડાઇનો આવેશ વારંવાર આવી જાયછે. અને ભરતખંડમાં જે સ્થિતિઓ પ્રધાનપણે પ્રવર્ત્તવા માંડીછે તેને લીધે, કદાચ, આવા વલણને ઉત્તેજન મળતું હોય એમ લાગેછે. આમ બનતું હોય તો આપણે વધારે સાવધ રેહેવું જોઇયે. મુખ્યત્વે કરીને, હિંદુઓને તો વધારે સાવધ રેહેવાની અગત્ય છે. કારણ કે, પ્રાચીન હિંદુ ધર્મશાસ્ત્રમાં વિનયી થવાનો બોધ કરતાં બહુ સ્પષ્ટ રીતે ઉપદેશ કરેલોછે. ગીતાના સોળમા અધ્યાયમાં વર્ણવેલા સાત્વિકગુણ માંહેના હ્રી શબ્દ ઉપરથી લજ્જા શબ્દની ઉત્પત્તિ થયેલી છે. અને લક્ષમાં રાખવાની વાત મને એ લાગેછે કે તે અધ્યાયમાં વર્ણવેલા.

દંભ, દર્પ, અભિમાન, રિસ, કઠોરતા, અજ્ઞાન<br>
ઉપજે તેને હોય જે, અસુરી સંપતવાન. ૫૫

છ આસુરી ગુણ માંહેના અર્ધગુણ જેવા કે, મિથ્યાભિમાન, અહંકાર, મદ, તે "લજ્જા" શબ્દના વિરોધી છે.

તમારી સ્થિતિનો ખ્યાલ બિલકુલ ન લાવવો. અન્યને

જોઈ તેમના વિષે વિચાર કરવો. સ્વાભાવિક ગુણુ રાખવો, ડોળ ન કરવો, સુખશાંતિમાં રેહેવું, એ સર્વે સારી રીતભાતના દ્વારમાં પ્રવેશ કરાવનારી કુંચિયો છે.

એ તો વાત ખરી છે કે, સરિયામ જગ્યામાં થુંકવું, તેમજ નાક ન શીકવું, તથા બળખા નાંખવા, તથા એવી કેટલીક રીત, કે જેથી જોનારને ખરાબ લાગે, તથા કંટાળો ઉપજે, તેવી ખોટી રીતભાત પણુ તજવી જોઇયે. એ સંબંધી વધારે વિસ્તારથી કેહેવું તે હું ઠીક ધારતો નથી. પણુ મારો કેહેવાનો હેતુ તમે સર્વે સમજ્યા હશો એમ હું ધારૂંછું. સરિયામ જગ્યામાં, ખુબ પાણી પીને તેમાંથી ઘણીજ બેવકુફાઇથી તથા કંટાળો ઉપજે એવી રીતે પાણીના કોગળા કરતાં કેટલાક માણુસને કેટલીક વાર મેં નજરે જોયાછે. આમ કરવાની અગત્ય હોય તો, કોઈ જાણે નહિ એમ કરવું જોઇયે, પણુ બધાના દેખતાં કરવું નહિ.

મને ખાતરી છે કે, આ મારા અભિપ્રાયને તમે મળતા આવશો અને મારો કેહેવાનો હેતુ તમને સમજાયો હશે, તેવીજ રીતે, સીસા મ્હોએ માંડીને પીવું, અથવા તેમ નહિ તો, અસભ્ય રીતે વર્ત્તવાનું કદાપિ જંગલમાં નભ્યું જાય. પણુ જ્યાં ઝાઝાં માણુસ હોય ત્યાં તે સારૂં દેખાતું નથી. અને આમ કરિયે તે "યોગ્ય સ્થલે યોગ્ય કામ કર્યું એમ કેહેવાય નહિ" શું તમે મારા આ મત સાથે મળતા નહિ થાઓ?

સમયપાલકતા એ પણુ સારી રીતભાતનો એક પ્રકાર છે. એને "રાજ્યાચાર કેહેછે." જ્યારે તમે કોઈની સાથે અમુક સમયે મળવાનો નિશ્ચય કરી રાખ્યો હોય, જે એક પ્રકારનું વચન દીધા જેવું છે, તો તે પ્રમાણે, બરાબર સમયે વર્ત્તવા લક્ષમાં રાખવું. એથી તમારૂં માન, તથા

બીજાની સગવડ પણુ જળવાશે. પત્રના ઉત્તર લખવામાં નિયમાનુસાર વર્ત્તવું એ કેવી અગત્યની સભ્યતા છે, તે- વિષે મેં જ્યારે "કાલ" વિષે ભાષણુ કર્યું હતું ત્યારે હું કહી ગયોછું.

(૩) હવે ભાવ બતાવવામાં અને દેખાવ કરવામાં સારી રીતભાતના વિષય ઉપર હું કેહેવાનું શરૂ કરૂંછું. "દે- ખાવ" ના પેટામાં તમારા પેહેરવેશને તથા તમારા શ- રીર ઉપર જે લાગતી વળગતી બીજી વસ્તુઓ હોય તેના, તેમજ તમારા પોતાના અંગને હું સમાવેશ કરૂંછું. જ્યાં આગળ જે પેહેરવું ઘટે ત્યાં આગળ તેવું પેહેરવામાં આવે નહિ તે, તથા મલિનતા, બન્ને એક સરખી રીતે, અણુગ- મતાં થઈ પડેછે. માટે, તમારૂં શરીર તથા વસ્ત્ર, બહુ સંભાળથી સ્વચ્છ રાખવા અતિશય કાળજી રાખવી. ભારે કિમતી વસ્ત્ર પેહેરવાની એટલી બધી અગત્ય નથી, પણુ સારાં અને સ્વચ્છ વસ્ત્ર પેહેરવાં, મેલાં અથવા ફાટેલાં પે- હેરવાં નહિ અને આ બધાય કરતાં પણુ તમારાં શરીર સ્વચ્છ અને પવિત્ર રાખવા વધારે કાળજી રાખવી. આમાં, સારી રીતભાત તથા અરોગતાની વાત રહેલી છે. મારો અભિપ્રાય પૂછો તો, રૂનાં સ્વચ્છ ધોળાં અથવા એવાજ પ્રકારનાં શણુ આદિનાં કપડાં, તથા તેની સાથે એક સાદા રંગનો ફેંટો એ જેટલાં સારાં દેખાયછે તેટલાં બીજાં કોઇ કપડાં સારાં દેખાતાં નથી. અને મારા સમજ્યામાં એમ છે કે, એ કપડાં, કિમતમાં પણુ એટલાં બધાં સસ્તાં હો- યછે કે, બધા સરખી રીતે તે પેહેરવા સમર્થ થઇ શકે એમ છે.

અને આ સ્થલે આ કપડાં સંબંધી વિષય ઉપર બોલતાં, બુટ અને જોડા કે જે ભરતખંડમાં ઘણું લક્ષ આપવાની વાત થઈ પડી છે, તેના સંબંધમાં પણુ કંઈક સૂચનારૂપ મારે કેહેવું જોઇયે. હું પોતેજ જો શરીરે દેશી કપડાં પે-

હેરયાં હોય, તો, પગે ઈંગ્રેજી બુટ પેહેરવાની રીત, બિલકુલ પસંદ કરતો નથી. દેશી પેહેરવેશ રાખવો, અને તેની સાથે અંગ્રેજી બુટ અને મોજાં પેહેરવાં એ ઠીક છે, એમ સામાન્ય રીતે કેહેવાયછે એવું મારા સમજવામાં છે, પણ મોજાં વગર અંગ્રેજી બૂટ પેહેરવા, અથવા તો જ્યારે બુટ પેહેરવાના હોય, ત્યારે અંગ્રેજી સ્લીપર પેહેરવા, એ સદા ખોટી રીત છે એ તમારે ધ્યાનમાં રાખવું.

કેટલાએક લોક, કંઈ પણ અંગ્રેજી પગે પેહેરવાનું હોય તો તે પગના રક્ષણ માટે ચાલશે એમ ધારતા હોય એવું દેખાય છે. મેં પોતે, એક દિવસ સાંજરે થયેલી મિજલસમાં એક સદ્‌ગૃહસ્થને જોયોછે; તેણે એક મૂલ્યવાન અંગરખું અને પાઘડી પેહેરી હતી, પણ તેને પગે તો ટેનીસની રમત રમતી વખતે પેહેરવામાં આવેછે, એવા જૂના જોડા તેણે પેહેરયા હતા ! આવા કજોડના પ્રકાર ઘણી ચેષ્ટા થવાને પ્રાપ્ત થાયછે. એથી રીતભાતને તથા રસજ્ઞતાને બટ્ટો લાગેછે. કોઇ પણ શિષ્ટાચાર સમયે, તથા મિત્ર મંડલના મેલાપ સમયે, દેશી પોશાકની સાથે અંગ્રેજી જોડા પેહેર્યા હોય તો તે, પોશાકના પ્રમાણમાં ઉંચી જાતના હોવા જોઇયે; તે જોડા અંગ્રેજ લોક સાંજની વખતે જે ઉચ્ચ-પોશાક પેહેરેછે તેની ઢબના હોવા જોઇયે, અને તેની સાથે રેશમી મોજાં પેહેરવાં જોઇયે.

આપણા શિરના ઢાંકણને પણ, એવીજ ટીકા લાગુ પડેછે. દેશી પેહેરવેશની સાથે પાઘડીને બદલે ગમે તેવી જાતની અંગ્રેજી હ્યાટ (ઉભી ટોપી) પેહેરી હોય તો, મને લાગેછે કે તે બિલકુલ છાજશે નહિ.

ભરતખંડવાસિયોને, અંગ્રેજી પોશાક પેહેરવાનું, એટલું બધું મન કેમ થાયછે તે સમજી શકાતું નથી. અને મારા ધારવા પ્રમાણે તેનો મોહ દિન પ્રતિદિન વધ્યો જાયછે.

પ્રત્યેક પ્રજામાં જૂદો જૂદો પોશાક પેહેરવાનો રીવાજ હોયછે; તેનો આધાર દેશની હવા તથા રિવાજ ઉપર રહેલો હોયછે. જેવો દેશ તેવો વેશ. પણ જ્યારે એક તરફથી એવું માલૂમ પડેછે કે, અંગ્રેજી કપડાં ભારે કઢંગાં હોયછે, ત્યારે બીજી તરફથી એવું જણાયછે કે, દેશી કપડાં ઘણું કરીને શોભાયમાન હોયછે. હિંદુસ્તાનની હવાને અનુકૂલ પડે એવાં તો અંગ્રેજી કપડાં કરતાં દેશી કપડાં હોયછે. મારા અભિપ્રાય પ્રમાણે હું ધારૂંછું કે, ભરતખંડવાસિયોનો તેમના દેશી પેહેરવેશને માટે, યોગ્ય અભિમાન ધરાવાને, સબલ કારણ છે.

હવે જેમ તમારે પોતે સુઘડ, સ્વચ્છ, અને રીતભાતમાં સભ્ય, તથા મળતાવડા રેહેવું જોઇયે, તેમ તમારા બધા પાસવાનોએ પણ તેમ વર્ત્તવું જોઇયે. તમારા નોકર શરીરે તથા કપડેલત્તે સદા સ્વચ્છ રેહે છે કે નહિ તેની સરત રાખો, વળી તેઓ જેમના સહવાસમાં આવેછે તે બધાની સાથે, તેમાં વળી વિશેષે કરીને સ્ત્રિયો પ્રતિ, અદબ અને નમ્રતાથી વર્ત્તેછે કે નહિ તે પણ જોવું. તેમજ તમારા વસવાના સ્થલની અંદર ગોઠવેલું સાહિત્ય, ભોંયતળિયા ઉપર બિછાવેલી શેત્રંજિયો, મેજ, કોચ, તમામ સ્વચ્છ અને વગે રખાય છે કે નહિ, અને જો તે કોઈના જોવામાં આવે તો, તેથી, તેનું દિલ ખુશ થશે કે નહિ, તે ઉપર લક્ષ રાખવું. પ્રત્યેક વસ્તુ સ્વચ્છ અને યોગ્ય સ્થલે રેહેવી જોઇયે. અને જ્યારે તમે બાહાર જાઓ, ત્યારે પણ તમારી આસપાસની વસ્તુ, બીજાનું દિલ ખુશ થાય એવી રીતે રાખવી જોઇયે, અને તેમ કરવાથી તમારામાં કંઇ પણ વસ્તુની સંભાળ રાખવાની રીતભાત છે, એમ જણાઇ આવવું જોઇયે. ઘોડે બેસતી વખતે, તમારા ઘોડાની ખાસદારે બરાબર ચાકરી કરી છે કે નહિ, તથા તેનું જિન તથા તેની લગામ, કાં તો દેશી કે અંગ્રેજી હોય, તોપણ

સાજી છે કે તુટેલી છે તે જોવું. આવી બાબતમાં પણ હું પ્રથમ કહી ગયોછું તેમ, તમામેં સારી રીતે નિયમસર અને જ્યાં જોઇયે ત્યાં રાખવું જોઇયે. અથવા તો તમે ગાડીમાં ફરવા જાઓ ત્યારે તમારી ગાડી, ઠીકઠાક, અને સ્વચ્છ છે કે નહિ તે જોવું. બેડોળ અને અવ્યવસ્થિત ગાડી રાખવા કરતાં સમૂળગી ન રાખવી એ વધારે સારૂં છે. આ મુલકમાં વાહન ઘણાં ભાગેલાં તુટેલાં રાખવાનું સાધારણ થઈ પડચું છે, તેમનાં પૈડાં વાંકાં વળી ગયેલાં હોયછે, આરાવલી હલમળી ગયેલી હોયછે, રંગ ઉડી ગયેલો હોયછે, બારણું ઉઘાડવાના હાથા પણ નથી હોતા, તેમજ તેનાં મજાગરાં પણ નીકળી ગયેલાં હોયછે. ગાડિયે જોડવાના ઘોડાનું સાજ ઘણું જીર્ણ થઇ ગયેલું હોયછે, અને તેને દોરડાના જૂના કટકાથી જેમ તેમ બાંધેલું હોયછે, અને હું કેહેવાને દિલગીર છું કે, આપણા વિદ્યાલયમાં પણ એવી ગાડિયો, કોઇકવાર મારા જોવામાં આવીછે. એવી ગાડિયો રાખવા કરતાં મારા ધારવા પ્રમાણે બિલકુલ ન રાખવી એ સારી વાત છે. વળી ગાડીવાન તથા ખાસદારનાં કપડાં પણ ગાડિયોની માફક ઘણી વખત મેલાં અને ફાટેલાં જોવામાં આવેછે. મારો મત એવો છે કે, જેમણે ગાડી રાખવી હોય તેમણે ગાડીવાન તથા ઘોડાવાળાને એક સરખો પેહેરવેશ પેહેરાવવો. જે સદ્‌ગૃહસ્થનામાં સારી રીતભાત તથા સારો દેખાવ હોયછે, તેનો સમગ્ર સાજ આંખને સારો લાગે એવો અને એક સરખો નહિ હોવાથી આખો દેખાવ ધૂળ મળી તે ગૃહસ્થવિષે સારી અસર થઈ હોય તે ધોવાઇ જાયછે.

બીજી બાબત કે જેની મારે તમને આ વખતે સૂચના કરવાની છે તે એ કે બીજા લોકની ગાડિયો પાછળ વધારે વેગથી તમારી ગાડી ન હાંકવા દેવાનો તથા ઘોડો ન દોડાવવાનો નિયમ રાખવો. એથી ધૂળ ઉડવાને લીધે તથા ધડધ-

ડાટને લીધે અવ્યવ ભરેલું થઇ પડેછે એટલુંજ નહિ પણ એમ કરવાથી, તમે તમારી સરસાઈ બતાવવાની ઉમેદ રાખોછે એવો તર્ક થાયછે. અને એવો ફાંકો રાખવો એ તમારામાં એક ખોટી રીત છે એમ અનુમાન થાયછે. વળી જો ઘોડો નિયમસર ચાલ્યો જતો હોય તો, તેમ તેને ચાલવા દેવો, પણ વધારે ઝડપથી તમારા ગાડીવાનને તેને હાંકવા દેવો નહિ, તથા તમારા સવારોને રાજમાર્ગ ઉપર ક્યારે પણ ઘોડાને કુદાવતાં લઇ જવા દેવા નહિ. ઘોડાને ખદકુક ચાલે ચલાવતાં રસ્તામાં કોઈ ગાડી મળે, અથવા તેની આગળ થઇને ગાડી જાય, તો તેમણે એકદમ ઘોડાને ઉભો રાખવો, અને તેને ધીમે ધીમે ચલાવવો. તમારા નોકરોને જરૂર આ કહી રાખવું અને વિશેષમાં રાજમાર્ગ ઉપર જે મળે તે તમામની સાથે સભ્યતા તથા માનપૂર્વક વર્ત્તવા તેમને કેહેવું. એવી રીતે વર્ત્તવાથી તે, સદ્ગૃહસ્થના નોકર છે એમ પ્રસિદ્ધ રીતે જણાઈ આવશે.

છેવટના ભાગમાં હવે અંગચેષ્ટા અને આહારના દેખાવવિષે હું કેહેવા માંડુંછું. આ બાબતમાં પણ સારી તથા નઠારી રીતભાતમાં સરખી રીતે ઘણો તફાવત માલમ પડી આવેછે. ખરાબ રીતભાતવાળો માણુસ મંડળીમાં કેવો બેડોળ અને અણુગમતો દેખાવ કરેછે, તે આપણુ સર્વે જાણિયે છિયે. પ્રત્યેક માણુસને, પોતાના સાનિધ્યનું ભાન હોયછેજ અને તેની રીત, બેડોળ (બેવકુફાઈ ભરેલી) અને અણુગમતી થઈ પડશે એવું પણુ તેને ભાન હોયછે. લક્ષમાં રાખવાની વાત એ છે કે આપણે એવી વર્ત્તણૂકનું ગ્રહણ કરવું કે, આપણા સાનિધ્યની અણુચિંતવી અસર કોઇને થાય અથવા તો, આપણે ત્યાં હાજર છિયે એવું, બીજાને સારૂં લાગે એવી રીતે બતાવી આપવું. આ પ્રમાણે થવા માટે આપણે શાંત, ડોળ ધારણ કર્યાવિના, અભિમાન

રહિત, અને સ્વાભાવિક સ્થિતિમાં રેહેવું જોઇયે. આ પ્રમાણે વર્ત્તવાથી તમે સારા લાગશો. આપણા બોલની ધ્વનિમાં, તેમજ અંગચેષ્ટામાં આપણે સ્વસ્થ, અભિમાન રહિત, અને શાંત રેહેવું જોઇયે.

ભાવ અથવા અંગચેષ્ટા વિષે, વધારે કેહેવાની અગત્ય હોય એમ મને લાગતું નથી. અસભ્યતા ભરેલું ચલન વલન મનુષ્યને છાજતું નથી તે આપણ સર્વે જાણિયે છિયે. એ સંબંધી વધારામાં મારે તમને એટલુંજ કેહેવાનું છે કે સર્વ પ્રસંગે સ્ત્રી જાતિને વધારે માન આપવા લક્ષમાં રાખવું, અને કોઇના તરફ પૂઠ ફેરવી બેસવું નહિ. જો મારો અભિપ્રાય પૂછતા હો તો ઉભા રેહેવામાં અથવા બેસવામાં હું પોતે તો કંઈ મ્હોટી વાત સમજતો નથી. ખાલી જગ્યા જ્યાં નજરે પડે ત્યાં જઈ બેસવું, અને આપણે માટે જગ્યાની સવડ કરવાની કડાકૂટમાં ન પડતાં, બીજાને આપણી આગળ બેસવા દેવા. પોતાની મ્હોટાઇ પ્રતિપાદન કરવાની ખાતર, હમેશ કોશિશમાં રેહેવું એ ખરેખર મ્હોટા માણસનું લક્ષણ કેહેવાય નહિ. પણ એથી ઉલટી રીતે વિચાર કરતાં માલમ પડી આવેછે કે, વિનય અને સાદાઇથી, જેટલી ખરી મ્હોટાઈ દિસી આવેછે એટલી બીજાથી દિસી આવતી નથી. પ્રખ્યાત ડયુક ઓફ વેલિંગટનને વિષે, મહાન્ કવિ ટેન્નિસને શું કહ્યું છે તે સાંભળો.

**છપય.**

મહજ્જનોમાં વડો પણ ન જરિકે આડંબર,<br>
શાણો સભાનો માંય, યુદ્ધમાં વડો વીરનર,<br>
નિજ વેળાનો ખરે, આપ ઉત્તમ સેનાપતિ,<br>
સંરક્ષણમાં પ્રબલ અતિ, જેની મતિની ગતિ,<br>
વળી મ્હોટામાં મ્હોટાજનો, માત્ર જેમ દેખાય છે,<br>
ત્યમ તે પણ શુભ સાદાઇથી, સર્વ રીતે સોહાય છે. ૫૬

હવે આપણે બોલતી વખતે મ્હોનો દેખાવ કેવો રાખવો જોઇયે તે સંબંધી મારે એટલુંજ કેહેવું અગત્યનું છે કે, જો આપણા અંતઃકરણમાં શુભ વિચાર હોય તો તેમનું પ્રતિબિંબ આપણી આકૃતિમાં પડશે, અને જો આપણી ઢબછબ મમતાવાળી હશે, તો તે મનગમતી થઈ પડશે. અને ત્યાંસુધી તમારે ઉલ્લાસી તથા આનંદી રેહેવું. અને તેમાં વિશેષે કરીને હું ધારૂંછું કે તમારાથી તો અતિ આનંદમાં રેહેવાય એમ છે, કારણ કે સામાન્ય નિયમથી જોતાં તમારૂં જીવિત ઘણું સુખદ છે. તેથી તમારી ચારે બાજુએ ઉલ્લાસ અને હર્ષની ખુશબો તમે પ્રસરાવી શકો એમ છે. પણ સદા હર્ષ તથા આનંદમાં રેહેવાનું કોઈ કોઈ વાર તમારાથી બની શકતું નથી. શોક તથા દુઃખનો જ્યારે અનુભવ થાયછે ત્યારે તેમને તમારાથી ગુપ્ત રાખી શકાતાં નથી. આમ છતાં પણ, શોક વા દુઃખના દેખાવમાં, કંઈ એવું રહેલું નથી કે, તે જોનારને અકારૂં લાગે. એ દેખાવ, બહારની મનુષ્યની લાગણી પેદા કરી શકે એવા સામાન્ય અને દયાપાત્ર છે, અને શાંતિ તથા ધૈર્ય રાખી શોક અને દુઃખ જો આપણે સહન કર્યાં હોય તો, તેથી લોકની પ્રીતિ આપણે સંપાદન કરી શકિયે છિયે. હર્ષના સમયમાં તેમજ શોકમાં, સુખમાં, તેમજ દુઃખમાં પણ આપણે સ્વાભાવિક સ્થિતિમાં રેહેવું જોઇયે. તાત્પર્ય કે–આપણે જેવા હોઇયે તેથી વિપરીતપણાનો વેશ કદિ રાખવો નહિ, પણ નમ્ર અને સારા થવા આપણે સદા પ્રયત્ન કર્યાં કરવો.

આપણું અને આપણા સંબંધનું જે હોય તે બધું બીજાને ગોઠતું અને મનગમતું થઈ પડે એવી રેહેણી ચલાવવી તેનું નામ સારી રીતભાત કેહેવાય, એમ કેહેવાનો મારો હેતુ છે; આવી વર્ત્તણૂક રાખવી એ ખરેખર સેહેલું નથી; એમાં તો નિઃસ્વાર્થ સાવધપણું અને આત્મશિક્ષણની

અગત્ય પડેછે. પણ આપણા કર્ત્તવ્યનો કોઈ પણ પ્રકાર સેહેલો નથી. પ્રત્યેકમાં આત્મશિક્ષણ તથા ખંતની અગત્ય પડે છે. અને આ પ્રમાણે વર્ત્તણૂક રાખવી એ આપણા કર્ત્તવ્યનો તેમજ આપણા પડોસી પ્રતિ આપણે જે કર્ત્તવ્ય છે તેનો એક ભાગ છે એમ સમજવું.

---

## ૧૨ ધૈર્ય.

વસંતતિલક.

મૃત્યુ અગાઉ બહુવાર બિરૂ મરેછે.
ને, એકવારજ શૂરા મરી વીચરે છે;
સૌ કૌતુકોથી વડું કૌતુક તોજ એ છે,
કે માનવી મરણથી મનમાં ડરેછે. ૫૭

( જ્યુલ્યસ સિઝર અંક ૨ જો પ્રવેશ ૨ જો. )

મૃત્યુ અથવા દુઃખથી ભય ઉપજતું નથી. પણ દુઃખ વા મૃત્યુની બીકથી ભય ઉપજે છે. માટે જે કવિ નીચે પ્રમાણે કવે છે તેને સાબાશી આપિયે છિયે.

અર્દ્ધ સોરઠો.

મરણ વિષે દુઃખ ન્હોય, દુઃખ અપજશમય મોતમાં ૫૮

એપિક્ટેટસ.

જે ધૈર્યવડે (હિંમતવડે) આપણે શારીરિક ભયને અને કદાચ મૃત્યુને પણ નિર્ભય રહી ભેટવા સમર્થ થઇયે છિયે તે ધૈર્ય વિષે હું આજ વિવેચન કરૂંછું. એ ગુણ એવો છે કે તેમાં મનુષ્યજાતિ ઉતરતી પંક્તિના પ્રાણિયોની સાથે કેટલાક પ્રમાણમાં ભાગ લેછે; અને આ ગુણ મનુષ્યનામાં હો કે ગમે તો બીજા પ્રાણીનામાં હો તોપણ તે ઉંચા પ્રકારનો કેહેવાયછે. કારણ કે એ ગુણનો અર્થ આપણે એવો

સમજિયે છિયે કે, તે એવા પ્રકારની અતિ દૃઢ શક્તિ છે કે, જેનામાં તે હોયછે તેનામાં પોતે કોણ છે તે વિસરી જવાની તથા પાછા હઠયાવિના ત્રાસ અને દુઃખની સામા થવાની હિમ્મત આવેછે; માટે એ ગુણની આપણે એવી વ્યાખ્યા કરવી કે "તે એક નિર્ભય કૃત્ય છે તે પરિણામની પરવા રાખ્યાવિના ઇરાદાનેજ સજ્જડ વળગી રેહેછે." જંગલી સુવર તેની પાછળ પડનારના ભણી ફરીને હુમલો કરતી વેળાએ કેવો મરણિયો થઈ ધસારો કરેછે તે તમારા જોવામાં આવ્યું છે. હું જે પ્રકારના ધૈર્ય વિષે બોલવા ધારૂંછું તે આ પ્રકારનું છે.

એક બીજો દાખલો સાંભળવો હોય તો બુલડૉગ (મ્હોટા માથાવાળો એક જાતનો કૂતરો) વિષેનો છે. તેની બરાબરી કરી શકે એવું જીવતાં પ્રાણિયોમાં કોઈજ માલૂમ પડેછે. કેમકે તે એટલો તો ક્રૂર અને હઠીલો દુરાગ્રહી છે કે, જો એક વાર એના દાંતે કોઈ વસ્તુ પકડી તો તેને એટલા બધા જોરથી, તથા શરીરને દુઃખ થયાની કંઈ પણ પરવા રાખ્યાવિના પકડી રાખેછે કે એ મરે ત્યાંસુધી એણે પકડેલી વસ્તુ આપણે છોડાવી શકિયે નહિ. એનું ગળું પકડી તેને ગુંગળાવી નાંખવામાં આવે તોજ તેનું બચકું તે છોડે.

વસંતતિલક.

મોન્ગ્રેલની પકડ કો વખતે વછૂટે,
કિન્તુ નવીન ચિપિયે બુલડૉગ છૂટે;
ન્હાનો જણાય પણ ગ્રાહ બલિષ્ઠ કેવો?
જે ગાજતા વનપને* ધસડેજ એવો. ૫૮

મિ. વુડે આપણને એમ પણ સૂચવ્યું છે કે, ગેમકૉકની (લડાવવાને પાળેલો કૂકડો) હિમ્મતનો તો કંઇ પારજ નથી હોતો. તે પોતાની જાતિના પ્રાણી ઉપર હુમલો ક-

* સિંહ.

રેછે એટલુંજ નહિ પણ તેને જે કોઇ પ્રાણી છેડે છે તેના ઉપર હુમલો કર્યાવિના રેહેજ નહિ. એક સમયે એક શિયાળને કૂકડિયો લઇ જતું જોઈ ગેમકૉકની જાતનું એક પક્ષી તેની પાછળ ત્વરાથી દોડી કૂકડિયો લઈ જનાર શિયાળની આંખમાં તેનો લાંબો નખ (ઘુંટી પાછળનો) ભોંકયો. બિલાડી, ઘુસ અને બીજાં નાશ કરનારાં પ્રાણિયોથી એવા પ્રકારના બચાવ કર્યાના અસંખ્ય દાખલા મળી આવેછે.*

આવા પ્રકારનું ધૈર્ય લડવૈયાને રણક્ષેત્રમાં, તથા જંગલના શિકારિયોને જંગલમાં, ભય ન રાખવાની, તેમજ ડગે નહિ એવા હર્ષ અને અભિમાનથી ભારે સંકટ આવી પડયે તેની સામા ટક્કર ઝિલવાની વારંવાર હોંસ ઉત્પન્ન કરાવે છે. કરૂણારસ નાટક રચનાર મહાન્ ઇસચિલસના ભાઇ સીનીજિરસ વિષે એક જૂની વાત છે તે જો ખરી હોય તો, તે સાંભળવાથી બુલડૉગની માફક માણુસનામાં પણ પોતાની ધારણા પાર પાડવાનો કેટલો બધો આગ્રહ હોયછે તે સારીપેઠે જણાઇ આવેછે. એમ કેહેવાય છે કે, જ્યારે મારાથાનની લડાઈમાં એથેનિઅન લોકોએ ઈરાનિયોનો પરાભવ કર્યો ત્યાર પછી સીનીજિરસ નામના એથિનિયને જે વાહાણોમાં ઈરાનિયો નાશી જવાનું કરતા હતા તેમાંનું એક તેના જમણા હાથે જોરથી તેણે પકડી રાખ્યું; એનો જમણો હાથ કાપી નાંખવામાં આવ્યો ત્યારે ડાબા હાથે તેને પકડી રાખ્યું. એ ડાબો હાથ પણ જ્યારે કાપી નાંખવામાં આવ્યો ત્યારે એક જંગલી પશુની માફક તેણે તેના દાંતવતી તે વાહાણને જોરથી પકડી રાખ્યું.

બહાદુર માણુસ તેમજ પશુઓ પણ આવી તરેહની હિમ્મતનું કામ બેધડક રીતે કરેછે. તેમાં શારીરિક બળની

* વુડનો સ્થાવર જંગમ વિષે ઈતિહાસ ભાગ ૨ જો પૃષ્ઠ ૬૧૭.

અગત્ય સદા પડતી નથી. શારીરિક ગુણ કરતાં પણ કંઈક તેમાં વધારે રહેલું હોયછે; અને જનાવરના કરતાં મનુષ્યનામાં એ ગુણ વધારે રહેલો હોયછે. કારણ કે મનુષ્યનામાં વિચાર કરવાની તથા બુદ્ધિપૂર્વક સમજવાની શક્તિ રહેલી હોયછે. એ શક્તિ જનાવરમાં હોતી નથી. અને મને ખાતરી છે કે આપણુ સર્વે એમ માન્ય કરીશું કે, જ્યારે બુદ્ધિ અને અંતઃકરણની પ્રેરણાથી શુભ કૃત્ય કરવામાં દુઃખ અને ભયની સામા ટક્કર ઝિલવાની આપણા મનમાં ઉશ્કેરણી થાયછે ત્યારે પોતાના રક્ષણની ખાતર અથવા વિવેકહીન ક્ષુધા તથા ક્રોધની ખાતર થતી કેવલ સ્વાભાવિક પ્રેરણાથી વારંવાર ઉશ્કેરાતાં જનાવરની હિમ્મત કરતાં આપણી હિમ્મત વધારે ઉચ્ચ પ્રકારની છે. "પ્રાણિયો તેમના કુદરતી સ્વભાવને લીધે વગર વિચાર્યું કૃત્ય કરે એમાં નવાઇ નથી, પણ આપણુને વળી પરમેશ્વરે સમજવાની શક્તિ આપી છે, માટે જનાવરની માફક વર્ત્તવું એ ઠીક નથી. કારણ કે, હરકોઈ વસ્તુનો કુદરતી સ્વભાવ તથા પ્રકૃતિ જાણ્યાવિના આપણે જે કંઇ કૃત્ય કરિયે તો આપણો વાસ્તવિક હેતુ આપણાથી પાર પડતો નથી."*

પ્રાણિયોની કેવલ પ્રેરણા બુદ્ધિથી જે કૃત્યો થાય તેના કરતાં શારીરિક આવેશના ઉપર બુદ્ધિની ચાંપ ચાલવાથી જે કૃત્ય થાય તે ઘણી ઉંચી પ્રતિનું થાયછે. એપિક્ટેટસના ગુરૂ રૂફસે એવો બોધ કર્યો છે કે, "અભ્યાસ બે પ્રકારના હોયછે.—પેહેલા પ્રકારના અભ્યાસમાં જીવિત વિષે વિચાર કરવાનો, તેમાં ધ્યાન લગાડવાનો, અને તત્ સંબંધી શુદ્ધ નિયમોને મન ઉપર મુદ્રાંકિત કરવાના કાર્યાર્થે આત્માને પરિચયમાં રાખવાનો સમાવેશ થાયછે. અને બીજા પ્રકારના અભ્યાસમાં શારીરિક શ્રમ તથા કષ્ટ સહન કરવાનો

* એપિક્ટેટસ વિષે લૉંગે લખેલું છે તેના પ્રવેશક ઉપરથી.

સમાવેશ થાયછે. અને એ સહન કરવામાં આત્મા અને શરીર એકત્ર થઇ કામ કરેછે."* આ બીજા પ્રકારના અભ્યાસથી સ્પષ્ટ રીતે જણાયછે કે પશુ જાતિના કુદરતી સ્વભાવથી પ્રાપ્ત થઇ શકે એવી હિમ્મત સંપાદન કરવાને મનુષ્ય પ્રાણી સમર્થ થાયછે.

આ બુદ્ધિયુક્ત ધૈર્યને પ્રસંગોપાત્ "પરાક્રમ" કેહેવામાં આવેછે. "પરાક્રમ" નો સંપૂર્ણ રીતે અર્થ કરવાથી જણાયછે કે તે, મનુષ્યવર્ગનામાંજ અંગભૂત છે. કારણ કે પ્રાણીસંજ્ઞાથી ઓળખાતા વર્ગમાં મનુષ્ય પ્રાણીને પરમેશ્વરે સંપૂર્ણ રીતે બુદ્ધિનું દાન દીધું છે. આ ઉપરથી "વ્યાલર" (Valour) (પરાક્રમ) શબ્દનું રોમન ભાષામાં પ્રાચીનરૂપ "વર્ટસ" Virtus (સદ્ગુણ)ના અર્વાચીન અર્થમાં વધારે વિસ્તારપૂર્વક અર્થ રહેલો છે, પણ એમાં અતિ ઉચ્ચ પ્રકારના અર્થનો ભાગ્યેજ સમાવેશ થતો હશે. વર્ટસ Virtns એટલે કે મનુષ્યને યોગ્ય ગુણ (વીર) "વર્ટસ" શબ્દનો પ્રાચીન અર્થ "વર્ચ્યુ" (સદ્ગુણ) જેવો નથી, પણ પુરૂષાતન, પરાક્રમ, મરદાઇ એવો થાયછે. અને એ સર્વના અર્થમાં કંઈ ઝાઝો ફેર નથી.

આ બુદ્ધિથી ઉત્પન્ન થયેલી મરદાઇથી શૂરવીરને પોતાની ફરજની વેળાએ તેની જીંદગીના જોખમે પણ યુદ્ધમાં આવી પડતાં ભારે ભયની સામે ટક્કર ઝિલવાની હિમ્મત આવેછે. તેમજ અમુક માર્ગે મોતનો સ્વીકાર કરવાની પણ હામ તેનામાં આવેછે. આવી હિમ્મત હોવાને લીધે માણસ જાત કેટલે બધે દરજ્જે પોતાના જીવનું બલિદાન આપવા તથા બેધડક થવા તત્પર થાયછે? આ વિષેનાં દ્રષ્ટાંત ઇતિહાસમાંથી હું તમને કહી સંભળાવું છું. મેવાડનો ઇતિહાસ વાંચ્યાથી ચંદાવત અને શકતાવત નામના અન્યોન્ય

---

* લૉંગના એપિકેટટસનું પૃષ્ઠ ૨૦ મું.

પ્રતિસ્પર્ધાકરનાર પ્રખ્યાત કુળનાં બન્ને પક્ષે પોતાનો દરજ્જો જાળવી રાખવાની ખાતર કેટલી બધી એક બીજાની સાથે ચડસાચડસી કરી હતી તેનું દૃષ્ટાંત મળી આવેછે. જે વખતે ચિતોડનો જૂનો કિલ્લો જહાંગીરે પોતાને કબજે કરીને પશ્ચિમના જંગલમાં તથા પર્વતોમાં રાણાને કાહાડી મૂક્યો હતો, તે વખતે જંગલોની અંદર આવેલી કેટલીક સરહદી જમીન પાછી હસ્તગત કરવાનો લાગ રાણાને મળ્યો. એ વિચાર પાર પાડવા માટે રાણો તથા તેના સરદાર એકઠા થયા હતા, પણ તે સમયે શકતાવતે એવી તકરાર ઉઠાવી કે લશ્કરને મોખરે રેહેવાનો જેટલો ચંદાવતનો હક છે તેટલોજ અમારો હક છે. શકતાવતનું પરાક્રમ એટલું બધું (બીજા પક્ષના કરતાં પણ વધારે કહિયે તો પણ ચાલે) નિર્વિવાદ હતું કે તેનો હક સાબિત થયાવગર રેહેજ નહિ. ચંદાવતે એવી તકરાર ઉઠાવી કે સેનાને મોખરે રેહેવાનો અમારો હક પરંપરાથી ચાલ્યો આવેછે અને એ તકરારમાં જો રાણાયે મધ્યસ્થ થઈ યુક્તિ ન રચી હોત તો તેનો નિર્ણય તરવારો ઉડવાથી થાત. "જે પક્ષ ઓન્ટાલામાં પેહેલો જઈ પ્રવેશ કરે તેને સેનાનો મોખરો મળશે" એવો ઠરાવ થયો તે શકતાવતને કાને તરત પડ્યો. હવે દરજ્જો સાચવી રાખવાને માટે આવી રીતનું બીડું ઝડપવામાં આવ્યું એટલે બીજા પક્ષને પોતાનોજ હક છે એવી તકરાર લેવાનું કારણ રહ્યું નહિ.

"રાજધાનીની પૂર્વ દિશામાં અઢાર મૈલ ઉપર મેદાનમાં ઑંટાલા નામનો સરહદી કિલ્લો છે, અને તેનો મોરચો કિલ્લાથી ચિતોડના ઘણા જૂના રસ્તા ઉપર પડેછે. તે ઉંચાણ જમીન ઉપર આવેલો છે, તેની દિવાલો નીચે વેહેળો વહ્યાં કરેછે, દિવાલોનું ચણતર સંગીન છે, તથા તે ઉંચી છે અને થોડે થોડે અંતરે બુરજ બાંધેલા છે."

"સત્તાને માટે સદા હરીફાઈ કરનાર અને આ સમય

કીર્ત્તિ મેળવવાને એકાભિલાષી બન્ને પક્ષવાળાઓ પ્રભાતોદય થવાને થોડો વખત રહ્યો ત્યારે એકી વખતે નીકળ્યા—ઓંટાલા આપણું લક્ષસ્થાન છે, અને તેમાં ફાવવાથી પરિણામે સેનાનો મોખરો આપણને મળવાનો છે એવી ઝંખના તેમને થતી હતી, પણ આપણું સામર્થ્ય એક જંગલી અને ક્રૂર શત્રુ સામે અજમાવવાનું છે. આપણાં બૈરાં તથા કુટુમ્બ, આપણા પાછા ફરયા પછી આપણાં પરાક્રમનાં ફળનાં જોનાર થશે એવા વિચાર ઉપજવાથી તેમનામાં નવીન હોંસ ઉત્પન્ન થઈ હતી. તેમજ જ્યારે તેઓ સીધાવ્યા ત્યારે યશ ગાનાર ચારણે તે પ્રત્યેક જાતિનાં વખાણ કરીને કહ્યું હતું કે કવિતારૂપી નવી યશમાલા રચવાને સાધન થઇ પડે એવાં પરાક્રમ દરેક કરી આવજો. આ પ્રમાણે એક રજપુત બચ્ચાને પ્રયત્ન કરવાને ઉત્સાહ ઉત્પન્ન થાય એટલું સાહિત્ય પૂરેપૂરૂં મળી ચૂક્યું હતું.”

શક્તાવત બારોબાર દરવાજે પોહોંચાય એવે રસ્તે ચાલ્યા. ત્યાં પોહોંચ્યા ત્યારે પ્રભાત થયો. ત્યાં જઇ શત્રુ ઉપર હલ્લો કર્યો. શત્રુ તે સમયે સજ્જ ન હતો. પણ ઝડપથી કિલ્લાની દિવાલો ઉપર માણુસોની હાર ગોઠવાઈ ગઈ અને યુદ્ધનો પ્રારંભ થયો. ચંદાવતને તો તે સ્થલસંબંધી વિશેષ માહિતી ન હોવાને લીધે કાદવ કચરાવાળી નીચી જગ્યા ઓળંગવી પડી હતી, તેથી નિમેલી જગ્યાએ પોહોંચતાં વાર લાગી; પણ એટલામાં તો સારા ભાગ્યે ઓંટાલાનો એક ભરવાડ મળ્યો, તેણે રસ્તો બતાવવાથી તે કાદવમાંથી ઝટ નીકળી બાહાર આવ્યા. તેમના સામાવળિયાઓ કરતાં તેઓ વધારે અગમચેતીવાળા હોવાથી સાથે સીડિયો લેતા આવ્યા હતા. ચંદાવત એકદમ સીડીઉપર સર્વથી પેહેલો ચડ્યો એટલામાં તો એક ગોળીનો બાહાર તેનાઉપર થવાથી તે ગબડીને તેના નોકરોના ટોળામાં પાછેવાઇ જઈ પડ્યો. સેનાનો મોખરો લેવાનું હવે તેના ભાગ્યમાં રહ્યું નહિ.

દરેક પક્ષમાં હવે ભંગાણ પડયું. હવે શકતાવતે મનમાં એમ ધારયું કે હું જે હાથીઉપર બેઠોછું તેના બલથી દરવાજામાં પેશી શકીશ; પણ તેમ બનવું કઠિણ હતું. કારણ કે દરવાજામાં અણિદાર ખીલા એવા જડેલા હતા કે હાથીનું બલ બિલકુલ દરવાજાને લાગ્યું નહિ. શકતાવતની આસપાસ તેનાં માણસો ઝપાટાબંધ પડવા માંડયાં એટલામાં તો પ્રતિપક્ષનો પોકાર તેમને કાને પડ્યો; તેથી આપણો જય ભાગ્યેજ થશે એનો તેમને ભય લાગવા માંડ્યો. હાથીના હોદ્દાપરથી શકતાવત ઉતર્યો અને દરવાજાના ખીલા ઉપર પોતાના શરીરનો અંતરાય રાખ્યો, અને મહાવતને એવો હુકમ આપ્યો કે તું હાથીને મારી સન્મુખ હાંકીલાવ, નહિ તો હું તારો હવણાંજ પ્રાણ લઇશ. મહાવતે તેમ કરયું કે તરતજ દરવાજા તૂટી પડયા. અને પોતાના સ્વામિના નિર્જીવ શરીર ઉપર થઇને તેના પક્ષવાળાએ લડવાનો ધસારો કર્યો. આમ કરવા છતાં પણ શૂરવીરની સમાન તેના જીવિતનું અર્પણ કરવા છતાં તેના પક્ષનો વિજય થયો નહિ. કારણ કે તેના પ્રતિસ્પર્ધી (ચંદાવતનું) નિર્જીવ શરીર ત્યાર પેહેલાં ઓંટાલામાં જઇને કયારનું દાખલ થયું હતું અને તે બનાવનોજ પોકાર સાંભળી શકતાવતે પ્રતિષ્ઠા તથા કીર્ત્તિની સ્પૃહાની ખાતર પોતાના જીવનું બલિદાન આપ્યું એવા સમાચાર બાહાર પડયા.

શિક્ષણ, સદ્‌અભિમાન તથા સ્પર્ધા એ ધૈર્યને પુષ્ટિકારક છે. રોયલ રીડરના ચોથા પુસ્તકમાં ૧૮૫૨ ની સાલમાં આફ્રિકાના દક્ષિણ તરફના કિનારા આગળ બર્કનહેડ નામનું વાહાણ અથડાવાથી કેવી રીતે બૂડી ગયું તેની હકિકત હું ધારૂંછું કે તમે વાંચી હશે. તે વાહાણ ખરાબા ઉપર ચડી ગયું હતું. તેમાં બ્રિટિશ સરકારની લશ્કરની ટુકડી હતી તે તથા બીજાં બધાં માણસો મળી તેમાં ૬૦૦ માણુ-

સના જીવ હતા. વાહાણુ બૂડવાની તૈયારીમાં હતું અને બધાયના જીવ બચાવવાને કંઇ શકય ન લાગવાથી, કરનલ (સેનાધિપતિ) સેટને પોતાના સૈનિકોને તુટક ઉપર હારબંધ ઉભા રેહેવા અને બૈરાં તથા છોકરાંને મછવામાં ઉતારવામાં મદદ કરવા હુકમ કર્યો. જમીન ઉપર કવાયત કરતા ન હોય તેમ તેમના સ્વામિની આજ્ઞા બોલ્યા ચાલ્યા વગર તથા શાંત મને તેમણે માન્ય કરી. બધા પોતપોતાને કામે વળગી પડયા હતા. પણ કંઇ દોડાદોડ, ધાસકો કે કે કંઈ નિરાશા નજરે પડતાં ન હતાં. એક પછી એક મછવા કિનારે પોહોંચડાવ્યા અને ઘણે ભાગે બૈરાંના અને છોકરાંના જીવ ઉગારવામાં આવ્યા. હવે જે ઉપરી અધિકારિયો તથા સૈનિકો જે હારબંધ ધીરજ રાખી અત્યારસુધી ઉભા રહ્યા હતા તેમના રક્ષણાર્થે એકે મછવો નજરે પડયો નહિ અને બરકનહેડ નામના વાહાણને પછડાયાં અર્ધો કલાક તો થયો નહતો, તેટલામાં તો તે ભોંય તળિયે ઉતરી પડયું અને છેવટ જગતમાં પ્રસિદ્ધિને પામેલા ખરા શૂરવીર સમાજ (ટુકડી) ઉપર દરિયાનાં મોજાં ફરી વળ્યાં.

આ ઉદાર મનની ટુકડિયે પોતાના ઉપરીનો શાંત મને જે હુકમ ઉઠાવ્યો તેનાં જેટલાં વખાણ કરિયે તેટલાં ઓછાં છે, પણ તેમની હિમ્મતનું પ્રમાણ બાંધતી વખતે હું ધારૂં છું કે આપણે પણ લક્ષમાં રાખવું જોઇયે કે તેમણે જે કૃત્ય કરયું તે લશ્કરી હુકમને સ્વાધિન હોવાથી કરયું અને પોતાના ઉપરીનો હુકમ તેમના માહેના કોઇયે જો માન્ય ન કર્યો હોત તો નામરદાઈના અપરાધથી દોષિત થાત. એ સિવાય આપણે ન્યાયપૂર્વક એમ પણ લક્ષમાં રાખવાનું છે કે તે કૃત્ય ઘણા માણસના એકત્ર થયાથી થયું હતું અને તેથી એકે કરેલી બહાદુરીનો દાખલો બાકીનાને સહાયભૂત થઈ પડે. આ તેમણે દર્શાવેલી હિમ્મત

સ્વેચ્છાપૂર્વક નહતી. તેમજ તેમાં એકજ માણસે હિમ્મત દર્શાવેલી ન હતી. કેલવાયલા અને સારા સૈનિકો આવી રીતે ધૈર્ય રાખી તથા પોતાના જીવિતની હાનિ વેઠી હુકમને સ્વાધીન થાય એવી આપણે તેમની કનેથી આશા રાખવી જોઇયે. સૈનિકોયે તો બહાદુર થવુંજ જોઇયે. તેઓ કવાયતમાં પણ એકતા રાખે એવી તેમના તરફથી આપણે આશા બાંધિયે છિયે. અને હું એમ આશા રાખુછું અને માનુંછું કે આપણાં કૈસરેહિન્દની સેનામાં કોઈ દેશી કે અંગ્રેજી પલટણ એવી નહિ નિકળે કે જે ૭૪ મી હૈયલ્યાન્ડરે બરકન હેડના પ્રસંગમાં કરચું તેમ પ્રાણાર્પણ કરવાને અગત્યની વેળાએ જરા પણ પાછી હઠે.

લશ્કરી વર્ગવાળાઓના મનમાં રહેલા અભિમાનથી તથા પોતાની ફરજની લાગણીથી કેટલી બધી હિમ્મત પ્રબોધિત થાયછે, તેનું એક દૃષ્ટાંત તમને કહી સંભળાવું છું. સિંધદેશ ઉપર બહાદુરી બતાવી તેનો જય કરનાર સર ચાર્લસ નેપિયરના જીવન ચરિત્રમાંથી એક દૃષ્ટાંત લીધેલું છે. એ સર ચાર્લ્સ નેપિયરની છબી જ્યારે બોમ્બે ઇન્ફન્ટ્રીની (પાયદલની) બારમી પલટણ અહિં રાજકોટમાં આવી હતી ત્યારે "મેસ હાઉસ*" માં આપણામાંના કેટલાએકે તે જોઇ છે. બ્રાઈટનના વતની મી. રૉબર્ટસને તે સંબંધી સુભાષિત શબ્દમાં નીચેપ્રમાણે વર્ણવ્યું છે.

જે સમયે સર ચાર્લસ નેપિયર સિંધમુલકના ઉપરના ભાગમાં રેહેનારી લુટારી ટોળિયો સામે લડવામાં રોકાયો હતો તે સમયે લશ્કરની એક ટુકડી ખીણમાં થઇને કૂચ કરતી જતી હતી તે ખીણની બન્ને બાજુયે ટેકરિયો આવેલી હતી, તેનાઉપર શત્રુઓ ઝૂમી રહ્યા હતા. ભોગજોગે એવો બનાવ બન્યો કે એક જમાદાર તથા તેની સાથેનાં બાર માણુસ કોતરને આડે રસ્તે ચડી ગયાં અને બીજાથી વિ-

* અંગ્રેજોની વીશી.

ખુટાં પડી ગયાં. એમના મનમાં એમ હતું કે કોતર ઓ-ળંગતાં વાર લાગશે નહિ, પણ એટલામાં તો ઓચિંતુ એક ઊંડું પોલાણ આવ્યું તેમાંથી નિકળવું કઠિણ થઈ પડયું. ઉપરી અધિકારિયે વિખુટી પડેલી ટુકડીને પાછા ફરવાની સિગ્નલ (નિશાની) કરી. તેઓ એમ સમજ્યા કે, બંદુકના બા'ર કરવાની "સિગ્નલ" (નિશાની) થઈ. બહાદુર સૈનિ-કોએ સિગ્નલ (નિશાની) નો ઉત્તર હર્ષનાદવડે દીધો અને બંદુકના બા'ર કરવા માંડયા. ઉભા ઢોળાવવાળા પર્વતની ટોંચ ઉપર ત્રિકોણાકાર એક ચોક હતો. તેની આસપાસ છાતીપૂર હૈયારખી હતી, અને તેની પાછળ શત્રુનાં શિત્તેર માણુસ ઉભાં હતાં. આ જગ્યાએ જવાના એક ભયંકર માર્ગ ઉપર તેઓ અગિયાર, શિત્તેરની સામે બંદુકના બા'ર કરતા ચાલ્યા પણ તેઓ એક પછી એક ધરણી ઉપર પડયા. તે માંહેનાં છ માણુસ તો લડાઇની જગ્યા ઉપરજ પડયાં અને બાકીનાંએ પછેવાડે પડતાં પડતાં પોતાનાથી બમણી શત્રુની સંખ્યાના પ્રાણ લીધા.

આપણા સાંભળવામાં આવ્યું છે કે ડુંગરી લોકમાં એવો રીવાજ હોયછે કે, જ્યારે તેમનામાં કોઈ નામીચો સરદાર લડાઈમાં માર્યો જાયછે. ત્યારે તેના હાથના કાંડાઉપર લાલ કે લીલો દોરો બાંધવામાં આવેછે. તેમાં લાલદોરો વધારે ઉંચી પદવિ જણાવે છે. રિવાજ પ્રમાણે મરી ગએલ મા-ણુસનાં કપડાં તેઓએ ઉતારી લીધાં અને તેમનાં મડદાં એક ટેકરા ઉપર ફગેટયાં. એટલામાં તો તેમના સાથી આવ્યા તેમણે મડદાં સાવ ઉઘાડાં દીઠાં અને તેઓનાં શરીર ઉંડા લાંબા ઘાથી જખમાયલાં તેમને માલૂમ પડયાં. પણ વિશેષમાં જોયું તો પ્રત્યેક બ્રિટિશ લડવૈયાનાં બન્ને હાથનાં કાંડાંઉપર લાલદોરો બાંધેલો માલૂમ* પડયો. બ્રિ-ટિશ લશ્કરમાં અતિ પરાક્રમી પુરૂષને ઉંચ પ્રકારના માન

* રૉબર્ટસનનાં ભાષણ પૃષ્ઠ ૧૯૬–૧૯૭.

તરિકે તાંબુ, કલઈ અને જસદની ધાતુનો બનેલો ભૂરા રંગનો (બ્રાઝનો) એક સાધારણ ન્હોનો ચાંદ જેને "વિક્ટોરિયાક્રોસ" કેહેછે તે આપવામાં આવેછે, તેના પ્રમાણમાં આ જંગલી ડુંગરી લોકોયે પોતાના શત્રુની બહાદૂરી જોઈ ભાવપૂર્વક અર્પેલો લાલદોરો એ એક વધારે ઉચ્ચ પ્રપ્રકારનું માન આપ્યા જેવો નથી? રૉબર્ટસનની સૂચના પ્રમાણે શૂરવીરનાં સાહસિક કૃત્ય પ્રતિ સ્વાભાવિક પ્રેરણાથી સર્વ મનુષ્ય જાતિથી દર્શાવાતા અનિર્વાચ્ય પ્રેમનું આ એક સુંદર ચિન્હ છે એમ તેને શું ન કેહેવાય?

અત્યારસુધી તો મેં માત્ર પુરૂષ જે ધૈર્ય બતાવે છે તે વિષે, તેમજ એકત્ર થઇ કાર્યકરનાર પુરૂષના ધૈર્ય વિષે, અથવા તો એક બીજાની સ્પર્ધા કરવામાં બતાવેલા ધૈર્ય વિષે વિવેચન કરયું. અને સામાન્ય રીતે જોતાં ધૈર્યના વિચાર તેમજ પરાક્રમ અથવા પુરૂષત્વના વિચારનો ખ્યાલ તે શારીરિક બલ સાથે સંબંધ ધરાવે છે કે જે બલ સ્ત્રિયો કરતાં પુરૂષનામાં હોયછે. પણ સ્ત્રી જાતિયે દર્શાવેલા પરાક્રમના પુષ્કલ દાખલા ઇતિહાસમાં મળી આવેછે. તેમણે જો કે શારીરિક બલનો પ્રભાવ બતાવ્યો નથી પણ તે જાતિયે પુરૂષોમાં અગ્રેસરનું કાર્ય સારી પોતાનું ધૈર્ય જગત્‌ની દૃષ્ટિયે પ્રકટ કરયું છે. સુલતાન રજિયા (જેના સિક્કા ઉપર સુલતાન નામ છે) કેવી હોંશિયાર હતી તે તમને યાદ હશે. તેણે પોતાના લશ્કરને લડાઈમાં લઇ જઇ આગેવાની કરી હતી. તે રાજકાજમાં તથા યુદ્ધમાં સમર્થ હતી, અને એનામાં એવા તો રાજવંશી સદ્‌ગુણનું દાન પરમેશ્વરે દીધું હતું કે, અતિ કઠોરતા તથા બારિકીથી તેનાં છિદ્રો જોનાર મનુષ્યને પણ તે માત્ર સ્ત્રી હતી એ વિના બીજો કોઈ દોષ તેમના જોવામાં આવ્યો ન હતો.*

* એલ્ફિન્સ્ટન કૃત ઈતિહાસ પૃષ્ઠ ૩૭૫.

અહમદ નગરની પ્રખ્યાત ચાંદબીબી સંબંધી પણ ધ્યાન પોહોંચાડો. જ્યારે અકબરના વખતમાં તેના શાહજાદા મુરાદ, અહમદ નગરની સામે હુમલો કરવા તેનું લશ્કર લઈ ચડી આવ્યો ત્યારે તે પોતાના બધા શરીરે બખતર પેહેરી મ્હોડાઉપર બુરખો નાંખી અને હાથમાં ઉઘાડી તરવાર રાખી કિલ્લાના બાખાઉપર એકદમ દોડી ગઇ અને હિમ્મત બતાવી મોગલ લોકે કરેલા પ્રથમ હુમલાને હઠાવ્યો અને જ્યાંસૂધી એની પાસે એક પણ લડવાનું સાધન ન રહી શક્યું ત્યાંસુધી તેણે લડયાં કરયું. તેની ચાલાકી તથા પરાક્રમથી કિલ્લાનું રક્ષણ કરનાર ફોજમાં તેણે એટલી બધી ઝનૂન પ્રદીપ્ત કરી કે લડાઈમાં મોગલલોકો ઘણા ચડિયાતા નિવડયા છતાં પણ, તેની બહાદુરી જોઈ એટલા તો પ્રસન્ન થયા કે, તેમણે મરતબો સચવાય એવા અરસ્પરસ કોલ-કરાર કર્યા.*

અને જે સ્ત્રિયો સતી થઇ ગઈ તેમના સંબંધી આપણે શું કેહેવું જોઇએ? જો તેમનામાં ધૈર્ય અને સ્વામિભક્તિભાવ ન હોત તો, એક સ્વધર્માંધ પ્રાણત્યાગીની સમાન અતિક્રૂર જાતની અસહ્ય વેદના કરનારૂં અતિ ત્રાસદાયક મૃત્યુ સહન કરવાને શું તેઓ સમર્થ થાત? મી. ફાર્બસ એમ લખેછે કે, આજથી સાઠ વર્ષ પેહેલાં ઇડરના રાજા ગંભીરસિંહની ચિતાઉપર ચૌદ રાણિયોયે પોતાના જીવનું બલિદાન દીધું. એ બનાવ ૧૮૩૩ ની સાલમાં બન્યો છે.

छपय.

नेउवानुं नत वर्ष संवत वधते एक सत्तर<br>
ब्रह्मारुतु वण ब्रह्मा भया समगत भासंकर<br>
श्रावण दिन पखश्याम सोम अगियारस जाणो<br>
पतंग चढते घडी पंदर प्रान गंभीर प्रयाणो

---

* એલ્ફિન્સ્ટનકૃત ઇતિહાસ પૃષ્ઠ ૫૨૪.

सो रातदिवस रनिवासरह सतियां करत चलामणो
निसि होत असो नृप राजरो हुवो प्रभात हलामणो८

गाज नाद घणकार तांत झणकारत वामा
त्रहक त्रहक त्रंबालुं डहक करताल दमामा
अमंगल मंगल असो, तसो तण घडी वतायो
जण बनितारा जूथ सपुह जातरा सिधायो
सो गंभिरनृपसतियां सहित हा हसत मुख हैं'डली
ले चल्यो अस्त पामण कजे मयंक उडगण मंडली ९

हा हसती हिंडती आनंद करती उकसती
पग पग जश पावर्ती कर्म अश्वमेध करंती
दान पुण्य देयती नेह तोडती पुरंनर
ध्यान स्वामि धारती पिंड मानती तृणापरि
कुण बिरद यहि सतियां कहुं पण मे यहेडी पारखी
स्त्रियां नाम अबला अवर आ सबला शूरा सारखी१०

સંવત્ ૧૯૯૦ માં વર્ષાદના દહાડામાં, પણ વર્ષાદ-વિના, ને શ્રાવણ વદી ૧૧ ને સોમવારને દિવસે પંદર ઘડી દિવસ ચડતાં ગંભીરસિંહજીનો પ્રાણ ગયો. તે દિવસને આખી રાત્રિ તેમનું શબ અંતઃપુરમાં રહ્યું કેમકે તેમની પછવાડે સતિયો તૈયારી કરી શકે. પછી રાત્રિ વિત્યા પછી પ્રભાતમાં રાજાનું સિધાવવું થયું.—

ઘણુત્કાર શબ્દની ગર્જના થઇ. તાંતવાળાં વાદિત્રોના ઝણકારા થયા. ત્રાંબાળુ ત્રહક ત્રહક વાગવા લાગ્યું. કરતાલ ડહક ડહક વાગવા લાગી. અમાંગલિક સમયે જેમ માંગલિક થાય તેવું તે સમયે વર્ત્તાયું. જાણે સ્ત્રિયોનું ટોળું લઇને રાજા યાત્રાએ સિધાવ્યા. તે ગંભીરસિંહજી રાજા સતિયો સહિત હાથીના મુખ આગળ હાથણિયો ચાલે તેમ

અથવા અસ્ત પામવાને ચંદ્ર, તારાની મંડળી લઈ ચાલે તેમ ચાલ્યા.

તે હસતી, આનંદ કરતી, અને ઉત્કંઠા ધરતી, પગલે પગલે જશ પામતી, અને અક્કેકા અશ્વમેધ યજ્ઞનું કામ કરતી, પુણ્યદાન કરતી, નગરવાસિયો સાથનો સ્નેહ તોડતી, ધણીનું ધ્યાન ધરતી, પોતાના શરીરને તંખલા સમાન માનતી ચાલી. તે સતિયોનું વિરૂદ તે હું શું કહું? પણ મેં તો એવી પરીક્ષા કરી કે, બીજી સ્ત્રિયોનું નામ તો અબલા પણ આ તો સબલા શૂરવીરોના સરખી છે*.

પોતાના બહાદુર પતિને સાહાસિક સંગ્રામમાં મરતા સુધી લડવાની ઉશકેરણી થવામાટે ચંદાવતની પત્નિ હાડી રાણિયે પોતાના જીવનું બલિદાન દીધું, એ ત્રાસદાયક વાત તમે વાંચી છે. એ વાંચતાં ઘણો કંપારો† છૂટેછે.* પણ તે ઉપરથી તેમજ સતી થયેલ સ્ત્રિયોનો દાખલો જોઇ એમ જણાઇ આવેછે કે, સ્ત્રીજાત અબલા હોવા છતાં તેનામાં અતિ સબલ પુરૂષના સામર્થ્યને પણ હઠાવી દે એવું ધૈર્ય હોયછે. કે જે ધૈર્ય આવા માનોત્પાદક અને ભયજનક બલિદાનને દેવતાઈ ચમત્કાર તથા પ્રતાપથી પ્રતિષ્ઠિત કરે છે.

ચિતામાં બળી મરી મૃત્યુને સ્વાધીન થયેલા જીવસંબંધી એક બીજું દૃષ્ટાંત વધારામાં કહી સંભળાવવાની મારી ઇચ્છા થઈ છે. એ દૃષ્ટાંતમાં એક પુરૂષે પોતાના જીવનું બલિદાન દીધું છે પુરૂષજાતિમાં એવા સ્થિર અને દૃઢ ધૈર્યના અસ્તિત્વનો એ અપૂર્વ દાખલો છે, એમ મને લાગેછે. એ ઘણા પ્રાચીન સમયની વાત છે. મ્હોટા સિકંદર પાદશાહને થયાં જેટલાં વર્ષ થયાં તેટલાં વર્ષ એ વાતને થયાંછે. અને તે વાત પ્લુટાર્ક અને એરિયનની લખેલી હોવાથી માનવા જોગ છે, માટે તમને તે કહી સંભળાવું છું.

---

* ર. ઉ. કૃત રાસમાલાનું ભાષાંતર ભાગ ૨ જો પૃષ્ઠ ૨૪૦,૨૪૧.
† જુહો—જલાલી પૃષ્ઠ ૨૨૫.

ભરતખંડ ઉપર હુમલો કરવાને આદરી બેઠેલા સિકંદરે, ઇસવી સનની પૂર્વે ૩૨૭ ના વર્ષમાં વાયવ્યકોણુની છેક સરહદ ઉપર ભરતખંડવાસી કેટલાએક બાવાને અથવા જે "નાગડા જોગી" કેહેવાય છે અને જેને સિકંદર તથા ગ્રીક લોક "જીમનો સોફીસ્ટસ" (દિગંબર જોગી) કેહેતા તેમને જોયા. "જીમનો સોફીસ્ટસ" શબ્દનો અર્થ "નાગડા જોગી" થાયછે, હું ધારૂં છું કે હાલના સમયના નાગડા જોગીની માફક તેઓ કપડાં પેહેરતા નહિ હોય, અને અર્વાચીન કાલના જોગીની માફક મનુષ્ય સમુદાય તથા સંસાર વ્યવહારથી વિરક્ત રેહેતા હશે. એ બાવાઓની નજરે સિકંદર પડ્યો, પણ તે ડરયા નહિ, એટલુંજ નહિ પણ તેમના સર્વના દેખતાં સિકંદરનો તુચ્છકાર કર્યો; તેથી સિકંદરને ક્રોધ ચડ્યો અને તે ઉપરથી કેટલાએકને ફાંસિયે ચડાવી દેવરાવ્યા. આટલું થયા છતાં તે માહેના એક જોગિયે બીજા બધાના કરતાં પણ વધારે હામ ભીડી અને પોતાનો પગ જમીન ઉપર ઠોકયો. સિકંદરે તે જોઈ તેને પૂછયું કે, આમ કરવાનું તારે શું પ્રયોજન છે? તે જોગિયે ઉત્તર દીધું કે, "હે રાજન્! પ્રત્યેક મનુષ્યનો જે જમીન ઉપર તે ઉભો રહેલો હોયછે તેના ઉપર કંઈક હક રહેલો હોયછે; અને તારામાં અને બીજા મનુષ્યમાં માત્ર એટલોજ તફાવત રહેલો છે કે, તું અસ્વસ્થ સાહસકર્મી છે, અને અન્યને પીડા દેવા તેમજ તારે પોતે પીડાવા તેં તારી જન્મભૂમિ તજી છે. પણ યાદ રાખજે કે, તારો મરવાનો સમય સમીપ આવતો જાયછે, અને તે સમયે તારૂં શરીર દાટવાને જોઇતી જગ્યા સિવાય તારી પાસે કશું રેહેવાનું નથી. આ બેધડક દિગંબર જોગીનાં વચન સાંભળી સિકંદરના મનમાં ઘણી અસર થઈ. વળી તેણે આ નિષ્કપટી યોગિયોની ધૈર્ય ભરેલી સહનશીલતાની પ્રશંસા કરીને તેણે કેટલાએક જોગિયોને પ્રવાસમાં સાથે આવવાની ઇચ્છા જણાવી. પણ પ્ર-

થમ તો તે બધાએ તેની સાથે જવાની ના પાડી; છેવટે તેમના માહેના કલાનસ નામના એક જોગિયે સિકંદરની સાથે ચાલવાનું માન્ય કરયું. એમ પણ લખેલું છે કે, કલાનસે તેના ગુરૂભાઈઓને તજી દીધાથી તેમની તેના ઉપર અવકૃપા થઇ, પણ પ્રખ્યાત્ વિજયી સિકંદરની કૃપા કલાનસના ઉપર તેના મરણ પર્યંત અચલ રહી હતી. ત્રણ વર્ષસુધી કલાનસે સિકંદરની સાથે તેના નિત્યના સાથી પ્રમાણે ફરયાં કરયું. જેડ્રોશિયાના વેરાન પ્રદેશથી તે ઈરાનના પ્રદેશમાં પાછા ફરતા સુધી, તથા સિકંદરે હિંદુસ્થાનમાં વિજયની ખાતર જ્યાં જ્યાં પડાવ નાંખ્યા ત્યાં ત્યાં, કલાનસ, સિકંદરની સાથે રહ્યો હતો. કલાનસ આટલે સુધી આવી પોહોંચ્યો પણ ઇરાન દેશમાં તેને જવાનું બની આવ્યું નહિ, કારણ કે, પસારગદી*ના સરહદી શેહેર આગળ તે મરણ પામ્યો. અને તેના મૃત્યુ વિષેજ મારે વિશેષે કરીને વિવેચન કરવાનું છે. પસારગદીની જગ્યા નામીચી કેહેવાતી હતી તેનું કારણ એ કે, તેમાં "સાઈરસ ધી ગ્રેટ" (મહાન પ્રતાપી સાઈરસ) ની કબર હતી. તેના ઉપર કોતરેલા લેખમાં એવું લખ્યું હતું કે, "હે વિદેશી! હું ઇરાની રાજ્યની સ્થાપના કરનાર તથા કેમ્બાઇસીસનો પુત્ર કેખુશરૂ (સાઇરસ) છું. મારે માટે હવે આ કબર રહેલી છે તે જોઇને બળાપો કરીશ નહિ. સિકંદરને આ કબર જોવાનું મન થયાથી તેણે પસારગદીમાં પડાવ નાંખ્યો. વૃત્તાંતમાં લખે છે કે, કલાનસ આ જગ્યાએ એટલો બધો માંદો થઈ ગયો કે, એવી માંદગી ભરતખંડમાં એણે કદિ ભોગવી ન હતી. ઘણું કરીને તો વેરાન પ્રદેશમાં આટલો બધો વખત તેને એટલાં બધાં કષ્ટ વેઠવાં પડયાં હતાં કે, તેથી તે અશક્ત બની

---

* મિ. ગ્રોટ કેહેછે કે, કલાનસનું મરણ સુસામાં થયું હશે; પણ આ પ્રશ્ન એટલી બધી અગત્ય ધરાવનારો નથી.

ગયો હતો. આવી તેની શારીરિક સ્થિતિ હોવા છતાં પણ સિકંદરની સાથેના પ્રવાસમાં જેટલા દિવસ તેણે નિર્ગમન કર્યા તે અરસામાં તેના દિગંબરી જોગીના આચારને બનતા પ્રયત્નથી બરાબર રીતે તે પાળી રહ્યો હતો. અને આ નવીન પ્રકારના રોગથી મારે મારા ધર્માચરણમાં ફેરફાર કરવાની અગત્ય પડશે એવો ભય લાગવાથી તેણે રાજાને કહ્યું કે, ત્વરા સહિત ચિતામાં બળી મરવાની મારી ઇચ્છા થઈ છે; કારણ કે, જે સંપ્રદાયના સિદ્ધાંત પાળવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, તદનુસાર મારા જીવિતનો અંત આવે એવી મારા મનમાં અપેક્ષા છે.

સિકંદરે તેને બહુ સમજાવ્યો કે તું એમ કરીશ નહિ, પણ જાણ્યું કે એની સાથે એ સંબંધી દલીલો વૃથા જશે, અને એક પ્રકારના મોતમાંથી તેને અટકાવીશું તો બીજી રીતે તે મરશે એમ ધારી પોતાના એક અમલદારની દેખરેખ નીચે ચિતા તૈયાર કરાવવાની રજા આપી. તેણે વળી આ ચિતાની વિધિવત્ ક્રિયા થવા માટે ભારે સામગ્રી પોતે જાતે તૈયાર કરી ચિતામાં કિમતી સુગંધી નાંખવા માટે અમુક પુરુષોને નિમ્યા. રાજાની યોગ્યતાને શોભે એવાં સોના રૂપાનાં વાસણ તથા પોશાક પણ સામગ્રીમાં તેણે મૂકયાં. આ જગતની સુશોભિત વસ્તુઓનો તેણે ત્યાગ કર્યો હતો માટે કલાનસે પોતાની પાસે ઉભા રહેલા મનુષ્યોને તે સર્વે વસ્તુ આપી દીધી. કલાનસથી જરા પણ ચાલી શકાય એમ ન હતું માટે એને બેસવાને ત્યાં ઘોડો આણવામાં આવ્યો પણ તેણે ડોળીમાં બેસવાનું વધારે પસંદ કરવાથી આણેલો ઘોડો તેના એક મિત્રને આપી દીધો. ભરતખંડથી આણેલા હસ્તિની હાર ચિતા નજીક કરવામાં આવી હતી ત્યાં આગળ જઇને તેના ઈષ્ટ દેવની સ્તુતિ વાચક વેદના શ્લોકનું ગાન કલાનસે કરવા માંડયું. પછી ચિતાની સમીપ જઈ જળનું સિંચન કરી પોતે શુદ્ધ થઈ

તેના કેશની જરાક લટ કાપી અને પછી તેની આજુબાજુએ ઉભા રહેલા હતા તેમને કહ્યું કે, આજનો દિવસ તમારા રાજાની સાથે તમે આનંદમાં નિર્ગમન કરજો અને તમારા રાજાનો પુનર્મેલાપ મને થોડા સમયમાં બાબિલન નગરને વિષે થશે. એમ દર્શાઇ આવે છે કે આ કલાનસના અંત સમયના બોલ હતા; આ બોલ બોલીને તે ચિતા ઉપર ચઢ્યો અને તેના ઉપર નિશ્ચિત મને શયન કર્યું. આ વેળાએ સિકંદર હાજર ન હતો, કારણ કે, એના મિત્રનું આવું મૃત્યુ થતું તે દેખી શકે એમ ન હતું, એટલા માટે તેણે પ્રથમથી એવી આજ્ઞા દીધી હતી કે જ્યારે ચિતામાં અગ્નિ સર્વે બાજુયેથી પ્રકટાય કે તરતજ રણશીંગાં, તુરાઇ વગેરેના નાદ કરાવવા અને જાણે કે, લડાઈમાં મચ્યા હોય તેમ બધા જોનારા માણસોએ પોકાર કરી મૂકવા.

તેના મિત્રની મરતી વેળાની ચીસો કોઇને કાને પડે નહિ તેટલા માટેજ એવો ઘોઘાટ મચાવાની સિકંદરે આજ્ઞા આપી હશે, પણ કલાનસે તો બિલકુલ બૂમ પાડી ન હતી, તેમજ જરા હાલ્યો પણ ન હતો. સર્વને અદ્‌ભુત ચમત્કાર તથા સાનંદાશ્ચર્ય ઉપજાવી તે કેવળ શાંત સ્થિતિમાં ભસ્મીભૂત થઈ ગયો. જેમ જેમ તેની કાયા દહન થઈ તેનો ધુમાડો આકાશે ઉડવા લાગ્યો તેમ તેમ ભરતખંડના હાથી ચારે બાજુયેથી વધારે પોકાર કરવા લાગ્યા.*

પ્લુટાર્કનું એમ કેહેવું છે કે કલાનસનું ખરૂં નામ સ્ફાઇનીસ હતું પણ ગ્રીક લોક તેને કલાનસના નામથી બોલાવતા, કારણ કે, તે ગ્રીક લોકને મળતો ત્યારે "કેલ" શબ્દનો ઉપયોગ કરી સલામ કરતો. ભરતખંડવાસી કોઇ ગ્રીક દેશના વાસીને મળે ત્યારે તેને "કેલ" સંજ્ઞાથી બોલાવતા હતા. કલાનસ એ "કલ્યાણ" શબ્દનો અપભ્રંશ હશે.

---

* આરિયન પુસ્તક ૮ મું, પ્રકરણ ૩ જું.

પ્રતિષ્ઠિત અને પૂજ્ય કલાનસનું આવી રીતે મૃત્યુ થયું તેના અંતના સમયે બોલાયલી ભવિષ્યવાણીનું સ્મરણ કરતાં તત્ સંબંધી તમને આશ્ચર્ય ઉપજે એવી વાત એ બની હતી કે, તેના મૃત્યુને બે વર્ષ પૂરાં થયાં ન હતાં એટલામાં તો બાબિલન શેહેરમાં સિકંદરનો દેહ પડ્યો.

આ વાત ઘણી લાંબી ચાલી અને હવે એનો છેડો આવ્યોછે.

આવાં દૃષ્ટાંત સાંભળવાથી આપણી ચાલતી સ્થિતિ કરતાં અધિક ભયંકર પણ ઊંચસ્થિતિએ જવાને આપણને પ્રેરણા થાયછે.

સતી થવામાં જેમ બને છે તેમ અસ્વાભાવિક નિર્દયતા ચલાવવાનું કોઈ પસંદ કરશે નહિ. પણ પ્રત્યેક મનુષ્યે ખરા ધૈર્યનાં વખાણ કરવાં જોઇયે. આવા પ્રકારનું ધૈર્ય છે તે પોતાનો ધર્મ બજાવવામાં રાજભક્તિરૂપ છે, તથા પોતાનું અહંપદ તજાવી મનુષ્યત્વને ઉચ્ચ સ્થિતિમાં મૂકી તેને ઉત્કૃષ્ટ કરેછે. પોતાની ફરજ વખતે પણ ભય અને કષ્ટને સ્વેચ્છાપૂર્વક આધિન થવું તે મનુષ્યસ્વભાવને સેહેલ નથી અને જેમણે શુભકાર્યમાં ધૈર્ય રાખી કષ્ટ તથા મોત વેઠેલાં હોયછે તેમનાં દૃષ્ટાંત ધ્યાનમાં રાખ્યાથી સર્વ મનુષ્ય જાતિ ઉચ્ચ સ્થિતિએ પોહોંચે છે. અને અતિ અધમપંક્તિના મનુષ્યમાં પણ મહિમાનું પ્રતિબિમ્બ પડવાથી તે પવિત્ર થાયછે.*

આવાં કૃત્ય આપણા વાંચવામાં આવ્યાથી આપણે દિન પ્રતિદિન ઉત્કૃષ્ટ થઇયે એમ આપણને લાગેછે. પણ માત્ર વાંચ્યાથીજ આપણું કાર્ય સરચું એમ સમજવું નહિ. આપણા ઉપર પણ ધૈર્ય બતાવી આપવાની ફરજ રહેલી છે. એ ફરજ હમણાં વિસ્તારથી કહી સંભળાવી તેવી નહિ. "બર્કન હેડ" નામના વાહાણના પ્રલય સમયે જીવ બચાવનાર વર્ગના દૃઢ નિશ્ચયની તેમજ ઓટાલમાં સકતાવતે બ-

---

* એક્ક હોમો પૃષ્ઠ ૧૬૪.

તાવેલા પરાક્રમની જરૂર જવલેજ પડેછે. કારણ કે, નૌકાભંગ, સંગ્રામ અથવા બીજી આફતો પ્રભુકૃપાથી વારંવાર આવતી નથી. આમ છતાં પણ ક્યારે અને કોના તરફથી એવું ધૈર્ય બતાવાની અગત્ય પડશે એ કોઇથી કહી શકાતું નથી. ગમે તે સમયે અથવા ગમે તે સ્થળે એની અગત્ય અણધારી આવી પડે. જો આપણી પોતાનીજ હિમ્મત બતાવી આપવાની અગત્ય પડે તો મને ખાતરી છે કે, આપણી ફરજ બજાવવામાં પછાત ન પડવાની બાબતમાં આપણ સર્વેએ કાળજી રાખવી જોઇયે. નામરદ થઈ કામ કરવા જેવું નિર્લજ કામ એક્કે નથી એમ હું સમજુંછું. "ભયને અમે ઓળખતાજ નથી" એવા નેલ્સનના બોલની સાથે ઉચ્ચારણ કરવા સમર્થ થવાની, અરે! ઉચ્ચારણ કરવાને સમર્થ થવાની એટલુંજ નહિ પણ તદનુસાર આપણા કૃત્યથી સિદ્ધ કરી આપવાની અપેક્ષાથી બીજું વધારે અપેક્ષા રાખવા જેવું એક્કે નથી, એમ હું ખાત્રીથી કહુંછું.

બરાબર રીતે કસોટી કરવી હોય તો આપણા આચરણની નિત્ય પરીક્ષા કરવી. એમ કરવાથી પ્રતિદિવસ વધારે ઉચ્ચ પ્રકારનું ધૈર્ય દર્શાવી આપવાના આપણને પ્રસંગ મળેછે. એ પ્રકારનું ધૈર્ય સર્વથી શ્રેષ્ઠ અને અતિ કઠિણ છે, એવિષે આવતા અઠવાડિયામાં હું વિવેચન કરવા ધારૂંછું.

## ૧૨ ધૈર્ય.

શૂર થવું, એ એક સનાતન ધર્મ છે. પરાક્રમ એ (મનુષ્યનું) અચલ મૂલ્ય છે. મનુષ્યનો મુખ્ય ધર્મ એ છે કે, તેણે ભયને વશ કરવું. જ્યાં લગણ આપણે ભયથી મુક્ત થયા નથી ત્યાં લગણ આપણાથી કંઈ કૃત્ય કરી શકાશે નહિ. જ્યાંસુધી, મનુષ્યનામાં લેશમાત્ર પણ ભય રહ્યું હોયછે, ત્યાંસુધી તેનાં કૃત્ય, દાસત્વ વૃત્તિનાં હોયછે; તે ખરાં હોતાં નથી.

પણ ઉપર ઉપરથી ખરાં હોય, એમ દેખાય છે. તેના વિચાર હોયછે તે અસત્ય હોયછે અને કોઇ દાસ તથા કાયર જેવા વિચાર કરે તેના જેવા વિચાર તે કરેછે.

(કાર્લાઇલ.)

જે મનુષ્યનાથી, પ્રતિદિવસ કોઇ પણ પ્રકારના ભય ઉપર જય મેળવી શકાતો નથી તેનાથી પોતાના જીવિતમાં નવા બોધ શીખી શકાતા નથી.

(ઇમરસન)

આપણા ગયા ભાષણની અનુપૂર્ત્તિમાં આજ રોજ હું સાત્વિક ધૈર્યવિષે વિવેચન કરૂંછું. એ ધૈર્ય હોયછે તો જે વસ્તુ, આપણે ખરી છે એમ જાણિયે છિયે તે કેહેવા તથા તે પ્રમાણે કૃત્ય કરવા આપણે સમર્થ થઇયે છિયે. માટે શારીરિક ધૈર્ય કે જે વિષે ગયા રવિવારને દિને હું વિવેચન કરી ગયોછું, તે સાત્વિક ધૈર્યનું નિરંતર નહિ પણ ઘણી ખરી વાર સાધનભૂત છે. જો આપણામાં સાત્વિક ધૈર્ય હોય તો, તેનો પરિણામ એ થાયછે, કે તેથી શારીરિક કષ્ટ સહન કરવાનું ધૈર્ય આપણામાં વારંવાર આવેછે. સાત્વિક ધૈર્યનો મન સાથે સંબંધ છે અને શારીરિક ધૈર્યનો શરીર સાથે સંબંધ છે. પણ મન તથા શરીરનો અનોન્ય એટલો બધો નિકટનો સંબંધ છે કે મનુષ્ય જાતિના પ્રસંગમાં એક જાતના ધૈર્યને બીજી જાતના ધૈર્યથી વિખુંટું પાડી શકાય એમ છેજ નહિ. માનુષિક ધૈર્ય વિષેનાં જે દૃષ્ટાંત મેં તમને ગયા રવિવારે કહી સંભળાવ્યાં તે સર્વમાં શારીરિક તથા સાત્વિક ધૈર્યનો સંયોગ જોવામાં આવ્યો છે. તાત્પર્ય કે શારીરિક કષ્ટ દૃઢતાથી સહન કરવામાં કર્તવ્યકર્મના પ્રબોધનું ઉમેરણ હતું પણ મનુષ્ય પ્રાણીનામાં રહેલા શારીરિક ધૈર્યથી જ્યારે એમ સિદ્ધ થાયછે કે તેનામાં સાત્વિક ધૈર્યનો કંઇ પણ અંશ રહ્યો હશેજ ત્યારે સાત્વિક ધૈર્યવાન્ મનુષ્યમાં વિશેષ અધિકતા હશે, એમ સિદ્ધ

થાયછે. કારણ કે કેટલીક એવી વસ્તુઓ છે, અરે! તે એટલી બધી છે કે, શારીરિક કષ્ટ સહન કરવા કરતાં પણ વધારે કષ્ટદાયી છે. અને સત્ય વસ્તુનું રક્ષણ કરવાસારૂ સેવાતું સાત્વિક ધૈર્ય એવું છે કે, તેથી કષ્ટદાયી વસ્તુઓ સહન કરવા આપણામાં ધૈર્ય આવેછે. આ સાત્વિક ધૈર્ય એવા પ્રકારનું છે કે, તે આપણો ધર્મ બજાવવા સદા આપણને સબળ રાખેછે. ગમે તેટલો તમને પ્રતિરોધ થાય, તમારી ચેષ્ટા થાય તમને અત્યંત હાનિ અથવા વિઘ્ન થાય, કિંવા આવી પડે તોપણ જે આપણને ખરૂં લાગે તેનો સદા વિચાર કરવાને, તે કેહેવાને તથા કરી બતાવવાને ટટાર રાખેછે. આવા પ્રકારનું ધૈર્ય છે તે ઉત્તમ પંક્તિનું ગણાય છે તોપણ તે એવું છે કે, તેનો હાલતાં ચાલતાં ખપ પડેછે. પ્રતિદિવસે અને પ્રત્યેક હોરાએ પણ આ ધૈર્યની આપણ સર્વને અગત્ય પડેછે.

આ ધૈર્યનેજ અતિ ઉચ્ચપ્રકારનું શૂરત્વ કેહેવામાં આવેછે, તેને પ્રતિદિવસનું શૂરત્વ કહિયે તોપણ ચાલે; કારણ કે તે આપણા સદ્વર્તનથી ઉત્પન્ન થયેલું એક બળ છે. એના આગળ અન્ય પ્રકારનું બળ સત્વહીન છે, અને એ બળના અસ્તિત્વથી પુરૂષ વા સ્ત્રીમાં, બાળક વા બાળકીમાં દૃઢતાની પ્રેરણા ઉત્પન્ન થાયછે. તે ધૈર્ય પ્રાપ્ત કરવામાં વય વા જાતિનું તેમજ શારીરિક સામર્થ્ય વા શારીરિક દુર્બલતાનું પ્રમાણ રેહેતું નથી; માત્ર જેમ આપણું વય વૃદ્ધિ પામતું જાય છે તેમ તે વધ્યાં જાય છે; અને જેમ જેમ આપણાં શરીર અશક્ત થતાં જાય છે તેમ તેમ વિશેષે કરીને તે ધૈર્ય વધારે સબલ થતું જાયછે.

સર્વ અવસ્થામાં સત્ય બોલવું એનેજ સાત્વિક ધૈર્ય કેહેછે. આપણાથી થઈ ગયેલા કંઈ દુષ્કૃત્યનું આપણને જ્યારે અંતર્જ્ઞાન થાય ત્યારે તેની અપકીર્ત્તિનો ભય રાખવો નહિ. પણ નિર્ભયતાથી આપણાથી થયેલા દોષનો સ્વિકાર કરવો એને

સાત્વિક ધૈર્ય કેહેછે. પ્રમાણિક થવા અથવા તેવા દેખાવા એટલે કે, આપણે વાસ્તવિક રીતે જેવા છિયે તેવા દેખાવા શરમ ન રાખવી, આનું નામ તે સાત્વિક ધૈર્ય કેહેવાય. બીજાની સાથે સરખાવતાં આપણે નિર્ધન જણાઇયે અથવા નબળા જણાઇયે અથવા અજ્ઞાન જણાઇયે તોપણ તેથી લજવાવું નહિ, તથા સામાન્ય રીતે કહિયે તો બીજાઓના પ્રમાણમાં આપણી અધમ સ્થિતિ જણાય તેથી લજવાવું નહિ પણ સર્વ અવસ્થામાં મનુષ્યકૃપાની ગણનાનો વિચાર લાવ્યા વિના કેવળ આપણા ધર્માર્થે તથા પરમેશ્વરપ્રીત્યર્થે નિષ્કપટથી, વાસ્તવિક રીતિથી અને ન્યાયથી, આપણા બનતા પ્રયત્ને કૃત્ય કર્યાં કરવું, આ પણ એક સાત્વિક ધૈર્ય કેહેવાય. શાંત રહી ક્ષોભ પામ્યા વિના દુઃખ, નિરાશા, અને નાનાપ્રકારની હાનિઓ વેઠવી, અતિ પ્રતિકુલ સમયની સામે ટક્કર લેવી અને અતિ શુભ પ્રસંગની આશા રાખવી, ગગનમાં આચ્છાદિત થયેલા સૂર્ય પ્રતિ પણ દૃષ્ટિ કરવી (દુઃખમાં પણ સુખ માની લેવું) એ પણ એક સાત્વિક ધૈર્ય કેહેવાય. પંજાબ પ્રાંતના એક અધિકારી રેનલ ટેલરના, થોડા સમય પેહેલાં પ્રકટ થયેલા જીવનચરિત્રમાં લખ્યું છે કે "તે (રેનલ ટેલર) કેવળ નિર્ભય શૂરવીર હતો. તે સંગ્રામમાં તેમજ શારીરિક દુઃખ સહન કરવામાં શૂરવીર હતો, એટલુંજ નહિ પણ તેના વ્યવહારના નિત્ય કામમાં તે શૂરવીર હતો, તેને પ્રભુસિવાય અન્યનો ભય ન હતો[1]." અન્યનો ભય ન રાખતાં પ્રભુનોજ ભય રાખવો આ પણ એક સાત્વિક ધૈર્ય છે.

---

૧ અદ્યાપિ પર્યંત તે પ્રાંતમાં એના પરાક્રમની પ્રશંસા થયાં જાયછે. ત્યાં તેનું ધૈર્ય તથા ચતુરાઈ, ઠામઠામ પ્રસરી રહ્યાં છે. તેણે શું શું કર્યું તે જાણનાર અને તે જાણતાં છતાં પણ મૌન ધારણકરનાર તે પોતેજ હતો; અને આવી તેની પ્રકૃતિ હોવા છતાં, તે એટલો તો નમ્ર, પ્રીતિપાત્ર અને પ્રિય થઈ પડયો હતો કે દેશવાસી એમ કેહેતા કે પંજાબ પ્રાંતમાં અંગ્રેજ અધિકારી મંડળમાં (ફક્ત) એજ ફિરસ્તા થઈ

તમારે એ પણ લક્ષમાં રાખવાનું છે કે આ પ્રકારના ધૈર્યમાં મનુષ્યધર્મના ઘણા ભાગનો સમાવેશ થાયછે. તે ધૈર્યને સહાયતાકારી અન્ય શુભ ગુણ મનુષ્યનામાં આવે છે એમ સિદ્ધ થાયછે. અર્થાત્ મનુષ્યવર્ગની સમક્ષ તે ગુણ પ્રકટ કરવાને, તમારે લજ્જિત થવું નહિ.

એ ઉપરથી સાત્વિક ધૈર્યનો અર્થ વાસ્તવિક રીતે એવો થાયછે કે જે ધૈર્ય આપણામાં હોવાથી પ્રમાણિક તથા સદાચારી થવાને આપણને શરમ આવતી નથી અને નિઃસંશય આ ઉત્તમ પ્રકારનો ગુણ છે, તે અતિ ઉચ્ચ પ્રકારના માનને પાત્ર છે, કેમ કે જેનામાં પરિપૂર્ણ તથા વાસ્તવિક રીતે તે ગુણ રહેલો છે, જે સત્ય વસ્તુ શી છે તે જાણે છે, અને તદનુસાર કૃત્ય કરવાનું જેનામાં ધૈર્ય હોયછે તે બહુધા પરિપૂર્ણ મનુષ્ય કેહેવાય છે.

અને આમ છતાં પણ, આ અતિ ઉત્તમ ગુણની યોગ્ય રીતે લૌકિકમાં ગણના થતી નથી એમ મને લાગેછે. હું ધારૂંછું કે આવા ગુણવાળો પુરુષ કેટલીક વાર તો ચેષ્ટાને પાત્ર થાયછે. મને એમ પણ સંશય રેહેછે કે, દેહ કરતાં મન જેમ ઉત્તમ છે તેમ શારીરિક ધૈર્યથી શ્રેષ્ઠ સાત્વિક ધૈર્ય હોવા છતાં જગતની દૃષ્ટિયે તેની ગણના વારંવાર અધમ પંક્તિમાં થાયછે.

અને વિશેષે કરીને જવાનિયામાં શારીરિક ધૈર્યને ઉત્કૃષ્ટ માનવાની, તથા સામર્થ્યને અને શારીરિક બળને તેની યોગ્યતા કરતાં વિશેષ ચડિયાતું માનવાની સ્વભાવિક વૃત્તિ થાયછે. અને કષ્ટ સહન કરી, કેવળ પોતાનો ધર્મ બજાવવામાં દૃઢ રહી પ્રયત્નકરનાર પુરુષના સાત્વિક ગુણની

---

ગયા અને તે બે ફિરસ્તામાં એક તો સરડોનાલ્ડ મ્યાકલીઓડ, અને બીજો જનરલ રેનલ ટેલર. ( ઈ. ગ્યામ્બિયર પારી એનું રેનલ ટેલર વિષે લખાણ પૃષ્ઠ ૨૫૯.)

અવગણના કરવાની વૃત્તિ કેટલાક પ્રમાણમાં નજરે પડેછે. દાખલાને માટે જુવો કે વિદ્યાર્થી વર્ગમાં ઉદ્યોગ, સદાગ્રહ, તથા સભ્યતા અને સદાચારથી વર્તતા અભ્યાસી પ્રતિ પ્રેમ બતાવવાને બદલે કસરત કરવામાં, ઘોડે બેસવામાં, અથવા સાધારણ ચાલાકીમાં જે કોઇ શ્રેષ્ઠ નજરે પડેછે, તેના પ્રતિ ઉચ્ચ મત ધરાવાની તેમની મનોવૃત્તિ શું નથી થતી? આથી અંગબળની રમતની અવગણના હું કરતો નથી, એ રમત ઘણી અગત્યની છે, એમ હું સમજું છું, અને હું એમ પણ માનું છું કે અંગબળની રમતથી આપણાં આચરણ તથા સ્નાયુ બન્નેનું પોષણ થાય છે. તેમ છતાં સદ્‌વર્ત્તન એજ મુખ્ય વસ્તુ કેહેવાય છે. અને સ્નાયુમાં કસરતવડે પ્રાપ્ત થતી પુષ્ટિ સદ્‌વર્ત્તન કેહેવાય નહિ. અવયવ વાળવા કરતાં તથા આકૃતિના સૌન્દર્ય કરતાં વિવેક, બુદ્ધિ અને ડાહાપણ ખરેખાત ઘણાં ઉત્તમ છે. શારીરિકબળ કરતાં સારો સ્વભાવ, નિઃસ્વાર્થ અને મમતા એ શું ઉચ્ચ પ્રકારના ગુણ નથી? શ્રી રામચંદ્રજી તથા શ્રી અર્જુનની મહાત્મતા તેમના પરાક્રમ કરતાં સદાચારમાં શું અધિક રહેલી નથી? જ્યારે આવા પ્રશ્ન વિષે આપણે વિચાર કરિયે છિયે, ત્યારે તેનું ઉત્તર આપણે પોતે એવુંજ દયિયે છિયે કે, સદાચાર એજ સત્ય છે. એમ છતાં પણ આપણા વિચારને અનુસરીને આપણાથી કૃત્ય કરાતું નથી એનું કારણ એ છે કે, આપણને નિત્ય વિચાર કરવાનો અભ્યાસ નથી. જો આપણે વધારે વિચાર કરીશું તો માલુમ પડશે કે આપણને અદૃશ્ય તથા આપણા મનમાં સન્મુખ રેહેવા યોગ્ય સાત્વિક વસ્તુના પક્ષને આપણે વધારે પૂજનિય ગણવો જોઇયે.

હમણાંજ મેં કહ્યું છે કે, આ સદ્‌વર્ત્તનથકી ઉત્પન્ન થતું બળ જેને આપણે સાત્વિક ધૈર્ય કહિયે છિયે તે માનનીય થવાને બદલે કેટલીક વાર આપણને ચેષ્ટાપાત્ર કરાવે છે. એ ચેષ્ટા થવાનું પ્રયોજન એ છે કે, મનુષ્ય વર્ગમાં વિચાર કર-

વાનો પરિચય નથી. મનુષ્ય વર્ગને વિચાર કરવાનો અભ્યાસ નથી એટલુંજ નહિ, પણ તે ગાડરિયા પ્રવાહની માફક રેવાજ ઉપર ચાલ્યો જાયછે. જગત્‌માં અથવા જે અલ્પ વિભાગ-માં તેમનું જીવિત નિર્ગમન થાયછે તેમાં પ્રસરતા મતને લોક અનુસરે છે; એનો પરિણામ એ થાયછે કે, દેશ કાલના વિચારથી પ્રતિકુલ કોઇ પણ નવિન વસ્તુ તેમની નજરે પડે તો તે સારી હોવા છતાં માત્ર નવીન હોવાના કાર-ણથી તેની ચેષ્ટા થાયછે. સૂર્યની આસપાસ પૃથ્વીનું દિન કારિ આવર્ત્તન તથા તેની વાર્ષિક ગતિના અસ્તિત્વના સિદ્ધાંત સિદ્ધપદાર્થજ્ઞાનિયે સિદ્ધ કરી બતાવ્યાથી અર્વા-ચિન કાલમાં સર્વ મનુષ્ય વર્ગે તે માન્ય કરેલા છે. પણ થોડા વર્ષ ઉપર યૂરોપખંડમાં પણ એવો એક સમય હતો કે જેમાં તે સમયની સર્વોપરિ સત્તાયે, અર્વાચિન કાલમાં પ્રતિપાદિત થએલા સિદ્ધાંત ચેષ્ટાને પાત્ર કરી તેના અનુ-યાયિને અપરાધી ઠરાવ્યા હતા. સત્તરમા સૈકાના પ્રારંભમાં જ્યારે ગેલિલિયોએ એજ સિદ્ધાંત પ્રતિપાદન કરવા કહ્યું હતું ત્યારે તેના સિદ્ધાંત બુદ્ધિમાં ઉતરે નહિ એવા તથા પાખંડી છે, એવું પ્રગટ કરવામાં આવ્યું હતુ. અને પોપે આ મહાન તત્ત્વશોધકને પોતાનો મત તજી દેવા, તેનો ઉપદેશ ન કરવા, તથા તે મત પ્રતિ વાદ નહિ કરવા આજ્ઞા કરી હતી. તત્ત્વશોધકને પોપ તેનો ધર્મગુરૂ હોવાથી તેની આજ્ઞા માન્ય કરવી પડી હતી. પણ ગેલિલિયાનું બોલવું સત્ય હતું, અને પોપની આજ્ઞા ન્યાયવિરૂદ્ધ હતી એ વાત અર્વાચિન કાળમાં સર્વ માન્ય કરેછે.

પ્રબળ સત્તાની સમક્ષ કોઇ નવીન વસ્તુનો પ્રવેશ કરા-વવાના કૃત્યમાં બળવત્ સાત્વિક ધૈર્યની વારંવાર અગત્ય પડેછે એટલુંજ નહિ પણ કેટલાએક પ્રતાપી પુરુષનામાં હોયછે તેના કરતાં વધારે બળવત્ સાત્વિક ધૈર્યની અગત્ય પડેછે, એ તમને હવે સમજાયું હશે. લોકસમૂહની દૃષ્ટિ

આગળ, વિચિત્ર આકૃતિવાળી કોઇ વસ્તુનો પ્રવેશ કરાવવામાં માનસિક બળની પણ કેટલીક અગત્ય પડેછે. એક સાધારણ છત્રીનુંજ ઉદાહરણ લઈ વિચાર કરો. ઘણા પ્રાચિન સમયથી એશિયાખંડમાં છત્રિયોનો ઉપયોગ થતો આવ્યોછે, પણ ઇંગ્લાંડમાં તો તેનો ઉપયોગ થયાને આશરે એકસો પચાસ વર્ષ માત્ર થયાં છે. આ મારૂં કેહેવું સાંભળી તમને આશ્ચર્ય ઉપજ્યા વગર રેહેશે નહિ. કોઈ એક જોનાસ હેન્વે નામનો માણસ ચિનમાં તથા પૂર્વ ભણીના બીજા કેટલાક ભાગમાં રહીને સન ૧૭૫૦ ની સાલમાં લંડન શેહેરમાં પ્રથમજ એક છત્રી લઇને ગયો હતો. "એમ કેહેવાયછે કે, જ્યારે તે પેહેલવેહેલો વર્ષાઋતુમાં એક દિવસે હાથમાં છત્રી ઝાલી, સરિયામ રસ્તા આગળ થઈ ચાલ્યો જતો હતો તેટલામાં માણુસ તથા છોકરાંની નજરે તે પડવાથી તેમણે તેને ધુત્કારી કાહાડ્યો, તેનો ફિટકાર કર્યો અને અધૂરામાં પૂરૂં તેનાઉપર પથ્થરનો છૂટો માર પડ્યો*. આ વાત ઉપરથી તમે સમજ્યા હશો કે છત્રી જેવી ન્હાની વસ્તુનો ઉપયોગ કરતાં શિખવવાના કામમાં પણ સાત્વિક ધૈર્યની બહુધા અગત્ય પડી હતી. આ ઉપરથી એમ પણ તમારે લક્ષમાં રાખવાનું છે કે સાત્વિક દ્રઢતા રાખવાથી તેનું શુભ પરિણામ થાયછે અને જે વસ્તુ આજથી આશરે એકસો પચાસ વર્ષ પેહેલાં લોકની દ્રષ્ટિયે વિચિત્ર માલમ પડી હતી, અને જેની ચેષ્ટા થઈ હતી, તે વસ્તુ (છત્રી) અર્વાચિન કાલમાં, ઇંગ્લાંડ દેશમાં ઘણું કરીને પ્રત્યેક જણની પાસે એક અગત્યની વસ્તુ તરિકે રેહેતી જોવામાં આવેછે.

એવીજ રીતે જે જે કૃત્ય, તથા પ્રયત્ન કરવાનું આપણે આદરિયે છિયે તેના પ્રારંભમાં અટકાવ નડેછે, અને તેમાં

---

* સામાન્ય વસ્તુની લઘુ સાઇકલોપીડિયા.

તે સફળ થવા માટે દૃઢતા અને ધૈર્યની આપણને અગત્ય પડેછે. આ પ્રકારના ધૈર્ય વિષે લક્ષમાં રાખવા યોગ્ય ઉદાહરણ આ સૈકામાં બ્રિટિશ સરકારની હાઉસ આફ કોમન્સની સભામાં પ્રસિદ્ધિને પામેલા પ્રખ્યાત વક્તા અને રાજનીતિમાં કુશળ મરહુમ લોર્ડ બિકન્સફિલ્ડના જીવનચરિત્રમાં મળી આવેછે. જ્યારે તેણે પાર્લામેન્ટમાં પ્રથમ ભાષણ કરચું ત્યારે તેને બધાએ હશી કાહાડયો. તે, કદાચ તેની રીતભાત અથવા આકૃતિની વિચિત્રતાથી બન્યું હશે, ગમે તેમ હો પણ એને ભાષણ કરતો બંધ રેહેવાની અગત્ય પાડી તેથી તે લૌકિક દૃષ્ટિયે નિષ્ફળ થયો ખરો, પણ તે અંતરમાં નિરાશ થયો નહિ. પોતાના આસન ઉપર બેસતી વેળાએ તેને પશ્ચાત્ પ્રાપ્ત થનારી મહત્વતાને પાત્ર ધૈર્ય રાખી તે એમ બોલ્યો કે "મેં બહુ વાર ઘણાં કામ આરંભ્યાં છે; અને તેમાં અંતે હું સફળ થયોછું, સમજ્યા મારા મહેરબાન, અને જો કે હમણાં તો હું બેશી જાઉંછું, પણ એકવાર એવો સમય આવશે કે તે વેળાએ તમે મારા બોલ સાંભળ્યાવિના રેહેનાર નથી.*"

લોર્ડ બિકન્સફીલ્ડે દૃઢતા રાખી પોતાના કાર્યમાં ઉદ્યોગી રહ્યા કરચું, અને અંતે એવો સમય આવ્યો કે તે સમયે ઇંગ્લાંડના સર્વ લોક તેના બોલ શ્રવણ કરવાને માટે ફાંફાં મારવા લાગ્યા.

માટે શુભ કૃત્ય કરવામાં વિઘ્ન આવી પડેછે અને જ્યાંસુધી કાળનો નાશ થયો નથી ત્યાંસુધી તેમ બન્યાવિના રેહેવાનું નથી. બિલકુલ સાત્વિક યોગ્યતા વિષે જગત્ આંધળું છે પણ તેવી યોગ્યતા પ્રતિપાદન કરવાને આગ્રહપૂર્વક ધૈર્ય રાખવામાં આવે તો છેવટે તે માન્ય થાય, અને સર્વ કોઇ તેને માન આપે.

---

* આપણા પોતાના સમયનો ઈતિહાસ, જસ્ટિન મેકારથીકૃત.

સાત્વિક ધૈર્ય કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે જાણવામાટે એક ન્હાના પુસ્તકમાંથી* થોડાં વાકય તમને વાંચી સંભળાવુંછું. પ્રથમના ભાષણમાં એજ પુસ્તકમાંથી વાંચી સંભળાવ્યું હતું. આ વાકયો પણ એક અમેરિકન ગ્રંથકારે "જીવિતમાં ખરો જય" એ વિષે લખ્યું છે તેનો ઉતારો છે. તેમાં લખ્યું છે કે "અન્યના ઉપર વિશેષ આધાર ન રાખતાં તમારે જાતે નિર્ણય કરવાનો પરિચય રાખવો. પ્રયોગમાં લઈ શકાય એવું પ્રશ્ન તમારા મનમાં થાય, તેનો બુદ્ધિપૂર્વક વિચાર કરી જો તે સાધ્ય હોય તો તેનો છેવટનો નિર્ણય કરવો. જે પ્રત્યેક કૃત્ય કરતી વખતે વિચાર કરી એમ કોહો છો કે એ મારે નથી કરવું, કારણ કે તેથી કુમાર્ગે જવાનો મોહ થાયછે તે સમયે, જે સમયે તમે દૃઢ નિશ્ચય કરી કોહોછો કે મારે એ કૃત્ય કરવું છે કારણ કે તેથી આત્મસંયમ રાખવાના ધર્મનું મને ભાન થાયછે તે સમયે, જે સમયે તમારી બુદ્ધિ તથા અંતઃકરણની પ્રેરણાથી સંપૂર્ણ વિચારથી માન્ય થએલ ઉચ્ચ પ્રકારના કૃત્યના માર્ગથી વિમુખ કરનારી વૃત્તિના આગ્રહનો તમે પ્રતિબંધ કરોછો તે સમયે, જે સમયે ખરેખરા ગભરાટમાં આવી પડયાથી સંકલ્પ વિકલ્પ અથવા વિલંબ કર્યાવિના શું કરવું તેનો નિર્ણય કરવા તમારૂં ચિત્ત એકાગ્ર કરોછો તે સમયે સાત્વિક કૃત્ય પ્રયોગમાં લાવવાની શક્તિથી થતો કંઇપણ લાભ તમને પ્રાપ્ત થયાવિના રેહેતો નથી. યોગ્ય ત્વરાથી નિર્ણય કરવાની તથા તે નિર્ણય કર્યા પછી તેને સબળ વળગી રેહેવાની શક્તિ જ્યાંસુધી તમને પ્રાપ્ત થઈ નથી ત્યાંસુધી, તમારે તમારૂં જીવિત યથાયોગ્ય સફળ કરવાની ઇચ્છા રાખવી એ વૃથા છે.

વિલક્ષણ ધૈર્યવિના કંઇ પણ શુભ કૃત્ય બની શકે નહિ

---

* એલ. મર્ડોક એલ. એલ. ડી. કૃત ધિ ઇન્ડિયન સ્ટુડન્સ માન્યુઅલ.

જ્યાંસુધી "નકાર વદવાનું" પ્રૌઢશાસ્ત્ર માણુસથી શિખાયું નથી ત્યાંસુધી જે કંઈ પણ કૃત્ય કરવામાં આવે તે ખોટું બન્યાવગર રેહેજ નહિ. માટે બનતી ત્વરાથી, તે શીખ્યાથી આ લોકમાં તથા પરલોકમાં તમારૂં જીવિત સુખી થશે.

પંજાબ પ્રાંતમાં સન ૧૮૫૭ ની સાલમાં આવી પડેલા બારિક સમય વિષેના વર્ણનમાં લોર્ડ લોરેન્સનું જીવન ચરિત્ર લખનાર એવી સૂચના કરેછે કે, "ધૈર્ય બે પ્રકારનું છે. એક પક્ષમાં તરી આવતા ધૈર્યનો એવો પુરુષ છે કે જેને પ્રભુએ ઉત્સાહી પ્રકૃતિ આપી સુખી રાખ્યો છે; એ ભય શું છે તે જાણુતો નથી; તે સુરંગ તથા શસ્ત્ર રાખવાના કોઠારની વચમાં થઇને નિર્ભયતાથી પ્રસન્ન વદને તથા આનંદમય ચાલ્યો જાય છે. પણ (અન્ય પક્ષમાં) અન્ય તથા વિશેષ ઉચ્ચ પ્રકારનું ધૈર્ય અદ્યાપિ નજરે પડેછે. એ પક્ષમાં જુમ્મેદાર એક રાજ્યચલાવનાર છે, તેનામાં શાંત વિચારપૂર્વક ધૈર્ય રહેલું છે. એણે ચોમેર નજર રાખવાનો, ભયના તમામ ફાંટા બારિકીથી જોવાનો, નિવેડો લાવનાર જોખમનું બરાબર પરિણામ બાંધી તેને પોતાના મનમાં ઉતારવાનો, તેમજ બીજાઓને પણ અગત્ય પડે તેટલું મનમાં ઉતારવાની કાળજી રાખવાનો નિશ્ચય કર્યા પછી અગાઉથી જોખમનો અડસટો બાંધી અને પરાભવની શકયતા, તેમજ સંભવનો વિચાર કરી પોતાથી બનતા સામર્થ્યવડે શકય વસ્તુ અશકય કરવાનો તથા સંભવિત વસ્તુ અસંભવિત કરવાનો નિશ્ચય કર્યા પછી તે વિશ્રામ સ્થાન સેવતો નજરે પડેછે. ચોમેર નજર રાખવી, રાજનીતિમાં પ્રવીણ પુરુષ જેવો વિચાર બાંધે તેવો બાંધવો અને મારા વિષે બીજા શું કેહેશે, અથવા મારો શો તોલ થશે તે સંબંધી પ્રમાદ બતાવવો, નિંદા અથવા સ્તુતિની અપેક્ષા ન રાખવી, આગ્રહપૂર્વક દ્રઢતાથી જે સત્ય હોય તેના પરિણામની શુભાશુભની પરવા ન કરતાં તે કર્યા કરવું, અને પોતાના સ્થાનકનું માન જાળવી રાખવાની

ખાતર અગત્ય જણાતી હોય તો દેહાર્પણ કરવું એ જુમ્મેદાર રાજા જેવા માણસનો અને તેવાજ માણસનો વિશેષાધિકાર છે એમ સમજવું."

ધૈર્યને દોરનાર વિવેક હોવોજ જોઇયે. કંઈ પણ સારી અથવા ઉપયોગી ધારણા લક્ષમાં લાવ્યા વિના ભય સમયે ધસારો કરી દર્શાવવામાં આવતી વગર વિચારની હિંમતને ધૈર્ય કેહેવાય નહિ પણ તે "પતરાજી" કેહેવાય. જે સૈનિક પોતાની હારમાંથી નીકળી એકલો બેપરવાઈથી શત્રુ સામો ધસારો કરે છે, અને તે ધસારો કરતી વેળાએ તે જાણે છે કે હું માર્યો જવાનો છું અને તે કરવામાં કંઈપણ સારૂં કૃત્ય થવાનું નથી તો તે "એક ઝનુની દિવાનાને થતી શિક્ષાને" પાત્ર થાય છે. પણ લાવણીમાં વર્ણવેલા હોરેશિયસની સમાન, નિરાધાર સ્થિતિમાં હોવા છતાં સ્વપરાક્રમવડે શત્રુને પકડવાની આશા રાખનાર, અને અન્યના કલ્યાણાર્થે, ભયની સામા થવામાં અને અગત્ય જણાય તો દેહાર્પણ કરવામાં જે ધૈર્ય દર્શાવવામાં આવેછે તે વાસ્તવિક ધૈર્ય કેહેવાય. પણ જીવનો વૃથા ત્યાગ કરવો એ જરા પણ ધૈર્ય કેહેવાય નહિ. અને તેવીજ રીતે વળી સંસારના વ્યવહારિક ચાલતા કાર્યમાં આપણી શુભ ઇચ્છાને પ્રતિકૂલ એવી પ્રત્યેક વસ્તુની સામે વગર વિચારી ઉલટ બતાવીને અથડમઅથડા કરવી, પ્રયોજન વિના મનુષ્ય વર્ગના દોષજ નિત્ય કાહાડયા કરવા, અને યોગ્ય વિચાર કર્યા વિના સુધારાની માગણી કર્યા કરવી, આ પ્રમાણે કૃતિ ચલાવવી એ જ્યાં દેવદૂત સરખા ચાલવાને ડરે, ત્યાં દોડી જનારા મૂર્ખનું લક્ષણ છે. આ વર્ત્તણૂક તે ધૈર્ય કેહેવાય નહિ, પણ તે વગર કહે માથાં મારવાની મૂર્ખાઈ કેહેવાય. માટે શારીરિક ધૈર્યની સમાન સાત્વિક ધૈર્યના ગુણમાં પણ સાવધ વિચારનો ગુણ સદા રેહેવો જોઇયે. આપણે જે કાંઇ કૃત્ય કરિયે તે કરતા પેહેલાં વિચાર કરવો જોઇયે. સર્વ કૃત્યમાં ખરા નિર્ણ-

યની અગત્ય પડેછે. અને ખરા નિર્ણય વિનાનું ધૈર્ય એ બેપરવાઇ કેહેવાય. "પરાક્રમનો અતિ ઉપયોગી અંશ વિવેક કેહેવાય છે" એ કેહેવતની સત્યતા આપણને આ ઉપરથી જણાઈ આવેછે.

આપણામાં જે દુર્ગુણ રહેલો હોય તેનો હિંમત રાખીને પરાભવ કરવાથી, એટલે કે, આપણું ડાચાબળ દબાવી રાખવાથી, આપણા મનોવિકારને અંકુશમાં રાખવાથી, તેમજ શુભ સંકલ્પને દૃઢતાથી વળગી રેહેવાથી વાસ્તવિક સાત્વિક ધૈર્ય બરાબર રીતે આપણાથી દર્શાવી શકાય છે. પણ આપણા પડોશીનું જે કંઈ કૃત્ય આપણને પ્રતિકૂલ લાગતું હોય, તે તમામની સામા અથડાઅથડી કરવાથી તે દર્શાવી શકાતું નથી. પ્રથમ તો આપણે પોતેજ આત્મ વિજયી થતાં શીખવું જોઇયે. આપણો મુખ્ય ધર્મ એ છે કે—આપણે પોતેજ સાવચેત રેહેવું જોઇયે અને તેથી આપણને માલમ પડશે કે આ ધર્મ બજાવ્યાથી અત્યંત કામ, યુદ્ધ કરવાને અસંખ્ય શત્રુ, તેમજ ધૈર્ય દર્શાવવાના અનેક પ્રસંગ આપણને મળી આવશે. કારણ કે પ્રત્યેક મનુષ્યના અતિ અધમ શત્રુ, તેની નીચ મનકામનાઓ, અને તેનાં પોતાનાં કુકર્મ છે. આ શત્રુની સામે આપણ પ્રત્યેકને જીવિતપર્યંત ઝઘડો મચાવવાનો છે.

વાસ્તવિક ધૈર્યનો આધાર વિવેક ઉપર રહેલો છે એમ હું કહી ગયો છું તેને વિશેષમાં દૃઢ સંકલ્પનો ટેકો મળવો જોઇયે.

વાસ્તવિક રીતિયે બોલિયે તો આપણે કેહેવું જોઇયે કે એવી કોઈ પણ વસ્તુ નથી કે જે દૃઢ નિશ્ચયથી પ્રાપ્ત ન થઈ શકે.

શુભકાર્યમાં, પરાકાષ્ટાએ ઉપયોગ કરવામાં આવતા સંકલ્પથી અશક્ય વસ્તુ શક્ય બનેછે. અને અસંભવિત વસ્તુ સંભવિત બનેછે. દૃઢતા તથા ધૈર્યથી સંકલ્પનો ઉપયોગ ક-

રવામાં આવ્યાથી તમારે જેવા થવું હોય, તેવા થઈ શકો એમ છે. સબળ સંકલ્પવાળો માણસ બીજાના ઉપર કેટલી બધી સત્તા સ્થાપવા સમર્થ થઈ શકેછે, તે આપણે સર્વે જાણિયે છિયે. એ સત્તા સાત્વિક છે એટલુંજ નહિ, પણ કેટલાક પ્રમાણમાં શારીરિક કેહેવાય છે. મનુષ્યના ઉપર એ સત્તા અતિ પ્રબલ રેહેછે. મનુષ્યનામાં રહેલો સંકલ્પ શરીરને એટલો બધો વશ રાખે છે કે, તેના પ્રભાવથી સૈનિકો પોતાની પથારીમાંથી ઝટ ઉઠી ઉભા થાયછે. અને સંગ્રામસંબંધી માનસિક ઉત્સાહમાં, ભયંકર જ્વરથી સત્વર મુક્ત થાયછે.

આવો એક બનાવ મેં મારી નજરે જોયો છે. આગ્રહપૂર્વક ઉત્સાહની સામે કશું ટકી શકતું નથી. તેના સ્વાધીનમાં સર્વ થવુંજ જોઇયે.

આ પ્રકારનું ધૈર્ય એને કાં તો દૃઢ સંકલ્પ કોહો, તે વિષે એક લક્ષમાં રાખવા યોગ્ય ઉદાહરણ બાબરના ઇતિહાસમાંથી મળી આવેછે. એ ઉદાહરણ વાંચ્યાથી સંકલ્પવડે બીજાનો રોગ મટી જાયછે એટલુંજ નહિ પણ તે રોગ આપણામાં પ્રવેશ કરેછે, એમ જણાઈ આવેછે. મી. એલ્ફિન્સ્ટન એમ કેહેછે કે, એશિયાખંડમાં બાબરે અતિ ઉત્તમ રીતે રાજ્ય કરચું હતું, એ નિષ્કપટી હતો પણ બહુ ધૈર્યવાન હતો, અને અલૌકિક રીતે તે સદાગ્રહી હતો "તવારીખી બાબર" નામના પુસ્તકમાં, પોતાના સાહસ કર્મનું વૃત્તાંત એટલા નિષ્કપટથી અને સ્પષ્ટતાથી તેણે લખ્યું છે કે, તેથી સર્વનાં મન હરાઈ જાય. મનુષ્યત્વના સર્વે ગુણ તેનામાં હતા. તે ઉદાર તથા સદાચારી હતો, પણ તેની સાથે તેનામાં કેટલાક અવગુણ પણ હતા. તેનું જીવિત આશ્ચર્યજનક છે, પણ જો આપણે ઇતિહાસમાં વર્ણવેલા બાબરના મૃત્યુ વિષે વાંચીશું તો જરૂર તેથી વધારે આશ્ચર્ય ઉપજ્યા વિના રેહેશે નહિ. તેમાં એમ લખ્યું છે કે જ્યારે હુમાયુ માંદો પડ્યો અને તેની જીવવાની એકે આશા રહી નહિ ત્યારે બાબરે

પોતાનો પુત્ર જીવે તેટલા માટે પોતે મરવા તૈયાર થયો. તેણે હુમાયુની પથારીની ચારે બાજુયે ત્રણ ફેરા ફરી તેની સાથે પરમેશ્વરની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી. તે કરી રહ્યા પછી મ્હોટે અવાજે બોલ્યો કે "મેં તારૂં દુઃખ લઈ લીધુંછે" આ સંકલ્પના પ્રબલની પિતાના શરીરમાં અસર થવાથી પુત્રને જરા આરામ કદાચ પડવા લાગ્યો હશે, પણ એ વાત તો નિઃસંદેહ છે કે, તે દિવસથી હુમાયુ સાજો થવા માંડ્યો, અને બાબરનામાં માંદગી પ્રસરવા લાગી, પણ આ મેં કહી બતાવેલી વાતને મુસલમાન લોક સાચી માનેછે. અને સામાન્ય રીતિએ જોતાં મને લાગે છે કે આપણે એમ પણ માનવું જોઇયે કે મનુષ્યના સંકલ્પનો પૂર્ણભાવે પ્રયોગ થાય. જે સામર્થ્ય પરમેશ્વરકનેથી, અર્થાત્ પ્રાર્થના સમયે પરમેશ્વરની સાથે થતા સમાગમને લીધે જે સામર્થ્ય મનુષ્યને પ્રાપ્ત થાયછે તેથીજ વાસ્તવિક ધૈર્ય મનુષ્યનામાં આવેછે એમ હું માનુંછું. આવું ધૈર્ય જેનામાં હોયછે તેને માનસિક તાપ, સંકટ તથા નિર્દયતા એ ત્રણેમાંથી એકેય તેને ડગમગાવી શકતું નથી.

(વસંતતિલક.)

ન્યાયી અને અચલ નિશ્ચય પાળનારો,<br>
ના, દુર્જનોથી ડરિ દુષ્કૃતિ ધારનારો;<br>
જુલ્મી નૃપોની ધમકી ડગવે શું તેને,<br>
ચિત્તે ઠર્યો અચલ નિશ્ચય એક જેને. ૫૯

જે આદ્રિઆટિકતણા જળને ઉછાળે,<br>
જ્હાંગીરી હુકમથી ઓસ્ટર એક કાળે,<br>
તેથી ડગે ન વળી જોવથકી ડગેના,<br>
રે છો કરે ભયદ ગર્જન વજ્ર જેના. ૬૦

ભૂગોળને પડવું હોયજ જો કદાપિ,<br>
તો છો પડે અચલ નિશ્ચયિતો તથાપિ;

ભૂગોળના પતનના કડડાટ માંયે,
રે'શે ખડો અડર ક્ષોભવિના સદાયે. ૬૧

(થિયોડોર માર્ટિને હોરેસના ઓડ્સનું કરેલું ભાષાન્તર.)

આવા પ્રકારના ધૈર્યને હઠાવી નાંખે એવું કાંઇ છેજ નહિ, પણ આવા પ્રકારનું ધૈર્ય સર્વને હઠાવી નાંખેછે.

આપણુ સર્વને ઉપયોગી કેટલાક શબ્દ બોલી હવે હું મારૂં ભાષણ સમેટવા ઇચ્છુંછું. આપણે સત્ય વસ્તુ કયી છે, તે સમજી શકિયે છિયે. માટે પ્રભુનો, ધર્મનો અને અંતર્યામીનો ભય રાખી પણ બીજા કોઇનો ભય રાખ્યા-વિના અચળ, દૃઢ, સાત્વિક ધૈર્ય રાખી કેવળ શુદ્ધ ભાવથી, મનથી, ઉત્સાહથી, અને આપણા સર્વ સામર્થ્યથી, તે પ્રમાણે સત્કૃત્ય કરવું જોઇયે. આપણે કેટલાક રિપુનો* પરાભવ કરવાનો છે. જેવા કે અજ્ઞાન, ક્રોધ, પૌરૂષ્ય, અહંકાર અને દર્પ, એ એવા રિપુ છે કે, તે કદિ નિદ્રાવશ તો થતાજ નથી. નિરંતર દેખરેખપૂર્વક ધૈર્ય, તથા કદિ પણ નરમ પડી ન જાય એવા ઉત્સાહવડેજ તેમનો પરાભવ થાયછે.

ડાહાપણુની સાથે આપણા ધૈર્યનો આપણે ઉપયોગ કરી શકિયે એટલા માટે આપણે આપણા અંતઃકરણની પરીક્ષા વારંવાર કરતાં રેહેવું જોઇયે, પણ ઝાલેલો માર્ગ ખરો છે એવી આપણી ખાતરી થાય તો પછી દૃઢ નિશ્ચયથી તેને વળગી રેહેવું જોઇયે.

આવી રીતે આત્મપરીક્ષા કરવાથી આપણી સમીપ વસનારના મનમાં, આપણા જેવું આચરણ પાળવાની ઉલટ, આપણે ઉત્પન્ન કરી શકિયે છિયે. જો આપણે સબળ હોઇશું, તો તેઓ સબળ થશે. જો આપણે નબળા હોઇશું તો તેમને હરકત થઈ પડશે. મને એમ પણ અંદેશો રેહેછે કે, અવિ-

* ભગવદ્ગીતામાં જણાવેલા અસુરી ગુણ.

ચાર તથા કમ અક્કલને લીધે આપણે જનસમૂહના આચરણને વારંવાર અનુસરિયે છિયે, અને દુષ્કૃત કરવામાં પણ આપણે તેને (જનસમૂહને) અનુસરિયે છિયે. અતિ ઉત્તમ રીતિએ આપણે પોતે વર્ત્તી સત્ કૃત્ય કરવામાં અન્યને સહાયભૂત થવાને બદલે મને એવો અંદેશો રેહેછે કે, આપણા નિર્ણય તથા અંતઃકરણ (અંતર્યામી) સાથે વિચાર કરતાં દૂષિત ગણાતું કૃત્ય પણ કરવાને આપણું મન વારંવાર પ્રવૃત થાયછે. જો આમ હોય તો ધૈર્ય આપણો સ્પષ્ટ ધર્મ હોવા છતાં આપણે કાતર્યના અપરાધથી શું દોષિત નથી? "બર્કનહેડ" નામનું વાહાણ બુડયું તે વખતે આપણે પોતેજ ત્યાં સૈનિક થઇને રહ્યા હોત અને પોતપોતાના સ્થાનક ઉપર હારોહાર ઉભા રેહેવાની આપણા ઉપરી અધિકારીની આજ્ઞા માન્ય કરવાની ના પાડી હોત તો વાસ્તવિક રીતિએ જોતાં તે વખતે આપણે નામરદાઇનું કૃત્ય કરયું તથા આપણો ધર્મ બજાવવામાં કસૂર કરી એમ શું ન કેહેવાત? કારણ કે આપણો અંતર્યામી તે આપણને આદેશકરનાર અધિકારી સમાન છે. અને આ વિદ્યાલય એક નૌકા સમાન છે; તે નૌકામાં આપણે નાવિક સમાન છિયે અને તેમાં પ્રત્યેકે પોતાનો ધર્મ બજાવી નૌકાને બરાબર માર્ગે હંકારી તેને સહી સલામત બંદરને કિનારે પોંહોંચાડવાની છે, માટે આપણા માંહેના પ્રત્યેકના ઉપર આ આપણા વિદ્યાલયનું રક્ષણ કરવાની જવાબદારી થોડા ઘણા પ્રમાણમાં રહેલીજ છે. અને આપણા માંહેનો હર કોઈ જો પોતાનો ધર્મ બજાવવામાં કસૂર કરે તો તેથી વિદ્યાલયની ખરાબી થવાનો સંભવ રેહેછે.

માટે પરમેશ્વરનો ભય રાખી અને મનુષ્યવર્ગની વાણીનો ભય રાખ્યા વિના તમારો ધર્મ બજાવ્યાં કરી તમારે બહાદુર અને દૃઢ થવાનો પ્રયત્ન કર્યાં કરવો જોઇયે. જે કૃત્યમાં તમે ભાગ લ્યો, અને જે તમે કોહો તેમાં અને તે સમયે એટલુંજ વિચારી જોવું કે હું જે કહુંછું અથવા જે

કરેલું તે ખરૂં છે કે નહિ? અને જો તમારો અંતર્યામી શાક્ષી પૂરે કે તે ખરૂં છે તો ગમે તેટલો પ્રતિરોધ થાય તેનો ભય ન રાખતાં તે ખરી વસ્તુ કેહેવી અને દૃઢતાથી કેહેવી. એમ કરવામાં તમારા કેટલાક સોબતિયો તમારી વિરૂદ્ધ પણ થાય, કોઈ વાર મનુષ્યવર્ગની તમારા ઉપર અવ-કૃપા થાય પણ તે તમારે મનપર લેવું નહિ, અને તમારે ખંત રાખ્યા કરવી અને બહાદુર થવું. કારણ કે પ્રભુ તમારા પક્ષમાં છે. જ્યાંલગણ તમારો હેતુ પ્રમાણિક હોય, અને જ્યાંલગણ તમે તમારા અંતર્યામીને અનુ-સરતા હો અને યથાર્થ રીતે તેની પ્રેરણાનુસાર વર્ત્તતા હો ત્યાંલગણ લોક વાણીનો વિચાર મનમાં લાવવાની તમારે (કંઈપણ) અગત્ય નથી. જે મનુષ્યનું અંતઃક-રણ શુદ્ધ હોયછે, તે ભલી રીતે ધૈર્યવાન્ થઇ શકેછે; કારણ કે તેને કશાનો ભય રેહેતો નથી, માટે જે ખરૂં હોય તે કરવું, અને ધૈર્ય રાખ્યાં કરવું. અર્થાત્ પરમેશ્વ-રના પરિમાણનેજ સબળ ગણવું. અને પરમેશ્વરની સાહાય્યવડે આપણા માંહેનો પ્રત્યેક પોતાના પડોશીને સા-હાય્ય કરવાને, તથા તેના સદ્ ઉત્સાહમાં વૃદ્ધિ કરવાને, કંઇ પણ કરવા સમર્થ થશે. તેમજ આ ભવના કષ્ટસાધ્ય પ્રવા-સનો માર્ગ, વધારે સુખસાધ્ય કરવાને કંઇપણ કરવા સમર્થ થશે. અર્થાત્—

( વસંતતિલક. )

છિદ્રો નિવારણ કરી, દૃઢ શ્રોણિ થાવા,
સંસારનું રણ કુદી, પ્રભુધામ જાવા;
અગ્રે પ્રવાસ કરવા, સ્થિરતા ધરાય,
ઉપાય કાંઈ પણ એમ, કરી શકાય?* ૬૨

**સમાપ્ત.**

* માથ્યુ આર્નલ્ડનું રગબી ચાંપલ.